

# સંપાદકીય

પારસમણિ અને લોખંડના સંયોગ માત્રથી જેમ લોખંડ સુવર્ણ બની જાય છે, તેમ **ઉત્તમ દેવ-ગુરૂના યોગથી** ભવ્ય આત્માઓમાં આત્માર્થપણું પ્રગટ થાય છે, તે સ્વરૂપે પૂજ્યપાદ પ્રશાન્ત પ્રભાવક આચાર્ય ભગવંત **શ્રીમત્ કીર્તિસાગરસૂરીશ્વરજી** મ. સા. આદિ ઠાણાઓનું સંવત ૨૦૨૪નું ચાતુર્માસ શ્રીસંઘની આગ્રહભરી વિનંતિથી જૈન સોસાયટીમાં થયેલું, તેના યોગે મને આ દીપકસમાન લઘુપુસ્તિકા તૈયાર કરવાનું શાહ અનુભાઈ સારાભાઈ ઝવેરીએ સોંપેલું, તેના ફળ સ્વરૂપે આ પુસ્તિકાનું પ્રકાશન સર્વે ભવ્ય આત્માઓની જ્ઞાન-પીપાસાનું પોષણ કરી ધર્મશ્રદ્ધાની વૃદ્ધિ કરનાર બનો.

જેમ પર્વતોની મહાન ગુફાઓના ગાઢ અંધકારમાં પણ કોઇક લઘુદીપક પ્રકાશ પાથરી શકે છે, તેમ વાંચક-વર્ગના અંતરમાં દીપકસમાન તત્ત્વજ્ઞાનરૂપી આ લઘુ-પુસ્તિકા પ્રકાશ પાથરનારી બનો-એવી આશા રાખું છું.

આ પુસ્તિકાનું સંપાદકીય કાર્ય કરવામાં સહકાર આપનાર **ગણીવર્ય શ્રીદુર્લભસાગરજીનો** આભાર માનું છું.

વળી તીર્થંકરની વાણીની ઝાંખી (અનુભવ) કરાવનારી અપૂર્વદૃષ્ટિ આપનાર **સિદ્ધાન્તપાક્ષિક પંડિત શાન્તિલાલ કેશવલાલભાઇએ** આ સાહિત્ય સર્જનામાં ઉપયોગી

---



ચાર વેદ ખટ શાસ્ત્રોમેં, બાત મીલી હૈ દોય;

વિષયોનો સંગ્રહ કરવામાં જે માર્ગદર્શન આપ્યું છે તેમજ શુદ્ધિકરણ કરવામાં અમૂલ્ય ટાઇમનો જે ભોગ આપ્યો છે તેથી તેમનો પણ આભાર માનું છું.

તેમજ પ્રુફ સુધારવામાં માસ્તર હરજીવનદાસ ભાઇએ જે સહકાર આપ્યો છે તેમજ સુંદર અને કાળજી પૂર્વક છપાઇ કામ કરનાર ઉત્કૃષ્ટ મુદ્રણાલયનો જે સહકાર મળ્યો છે, તે બદલ તેમનો પણ આભાર માનું છું.

અન્તમાં આ પુસ્તિકામાં જે કાંઇ અશુદ્ધિ રહી હોય તે જ્ઞાની આત્માઓએ સુધારી લેવી અને અમોને જણાવશે તો તેઓનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવશે.

મુનિ–ત્રૈલોકયસાગર

---

## શ્રી ઘંટાકર્ણ મહાવીર સ્તોત્ર

ૐ ઘંટાકર્ણ ! મહાવીર !, સર્વવ્યાધિ વિનાશક !;
વિસ્ફોટક ભયે પ્રાપ્તે, રક્ષ રક્ષ મહાબલ ! (૧)
યત્ર ત્વં તિષ્ઠસે દેવ !, લિખિતોઽક્ષરપંક્તિભિઃ;
રોગાસ્તત્ર પ્રણશ્યન્તિ, વાતપિત્તકફોદ્ભવાઃ (૨)
તત્ર રાજભયં નાસ્તિ, યાન્તિ કર્ણે જપાઃ ક્ષયમ્;
શાકિની ભૂત વેતાલા–રાક્ષસાઃ પ્રભવન્તિ ન (૩)
નાકાલે મરણં તસ્ય, ન ચ સર્પેણ દશ્યતે;
અગ્નિ ચોર ભયં નાસ્તિ, નાસ્તિ તસ્યાપ્યરિભયમ્ (૪)
ૐ હ્રીં શ્રી ઘંટાકર્ણ ! નમોસ્તુ તે ઠઃ ઠઃ ઠઃ સ્વાહા

---



આ પુસ્તકનું પ્રયોજન, સંબંધ, અધિકાર, અને અભિધેય પૂર્વજ્ઞાની પુરૂષોએ નીચે મુજબ સ્વરૂપથી જે યથાર્થ બોધ કરાવ્યો છે તેની પરંપરા ચાલુ રહે અને અનેક ભવ્ય આત્મા–આત્મકલ્યાણના અર્થી બની, આત્માના શુદ્ધ સ્વરૂપના યથાર્થ રિતિ–નિતિએ સાધના કરે તેજ છે, અને તે માટે આ બે બોલ લખીએ છીએ.

**આ જીવ** અનાદિકાળથી **કર્મના સંબંધ વડે** સંચારમાં રખડ્યા કરે છે (એટલે પૂર્વે બાંધેલા કર્મો ભોગવતાં વળી પાછાં નવા કર્મો બાંધે છે) આ રીતે તેની રખડપટ્ટીનો અંત આવતો નથી, પણ ખરી વાત તો એ છે કેઃ–એ રખડપટ્ટીનો અંત લાવવો તે પોતાને **ઇષ્ટ છે કે કેમ ?**; જો તેનો અંત લાવવો પોતાને ઈષ્ટ હોય તો અંત લાવવાના ઉપાય રૂપ પરમ જ્ઞાની પુરૂષોએ બતાવેલા **સંવરતત્ત્વ** ઉપર **પ્રીતિ** થયા વિના રહે નહિ.

અહિંયા **અનાત્મવાદિઓ** એવી શંકા કરે કે–અમોને તો આ ચાલુ ભવની વાતો પણ કર્મ–પરિણામ, અને આત્મ પરિણામના ભેદથી યથાર્થ સમજાતી નથી ! તો પછી ગયા જન્મમાં કયા કયા ઠેકાણે અમોએ કેવાં કેવાં પાપો કર્યા અને કયા કયા ઠેકાણે કેવાં કેવાં દુઃખો ભોગવ્યાં, તે સ્વરૂપને તો કેવી રીતે જાણી શકીયે ?

 કામ ક્રોધ કુસંપના, માઠા છે પરિણામ;

તે માટે તમારે અમારી આવી અજ્ઞાનમય સ્થિતિમાં આત્માની અનાદિ-અનંત સ્વરૂપી અનાદિ કાળની વાતો કરવી ફોગટ છે, અર્થાત્ ભેંસ આગળ ભાગવત વાંચવા બરાબર છે, માટે આત્માના અનાદિ-અનંત સ્વરૂપનો ઉલ્લેખ અમારી આગળ ન કરતાં સીધો અને સાદોજ અમારા સુખનો માર્ગ અમને બતાવો.

મહાનુભાવો ! તમારી આગળ પૂર્વ ભવોની વાતો કરવાથી જ તમોને આત્માના સાચા સ્વરૂપનું ભાન થઈ શકે તેમ છે, કેમકે:-આત્માને પ્રથમ તેના નિત્યાનિત્ય સ્વરૂપથી યથાર્થ જાણવો જરૂરી છે. કે જેથી આત્મા પોતાનું સહજ-સાચું-સુખ, મેળવી શકે.

આ માટે કેટલાક સંસારાભિલાષી-જીવો કહે છે કે-જે વાત અમારા ખ્યાલમાં ન આવી શકતી હોય તેમજ જેને જાણવા-સમજવા અમારી હાર્દિક તૈયારી ન હોય તેવી આત્માની અનાદિ-અનંત સ્વરૂપની તેમજ કર્મપરંપરાના યોગે જન્મ-મરણની ઉપાધિયોની વાતજ તમો અમારી આગળ શા માટે કરો છો ?

મહાનુભાવો ! આ જગતમાં તમે નજરોનજર પ્રત્યક્ષ જુઓ છો કે:-એક આત્મા જન્મથી સુખી છે અને બીજો આત્મા જન્મથી દુઃખી છે, એક જન્મથી નિરોગી છે અને બીજો જન્મથી રોગી છે, એક જન્મથી ડાહ્યો છે અને બીજો જન્મથી ગાંડો છે, એટલું જ નહિ પણ કેટલીક જગ્યાએ સાચા પ્રયત્નો કરનારા આત્માઓ

# અનાનુપૂર્વિ

| | | | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ થી ૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૧ | ૨ | ૪ | ૩ | ૫ | ૧ | ૩ | ૪ | ૨ | ૫ | ૨ | ૩ | ૪ | ૧ | ૫ |
| | ૨ | ૧ | ૩ | ૪ | ૫ | ૨ | ૧ | ૪ | ૩ | ૫ | ૩ | ૧ | ૪ | ૨ | ૫ | ૩ | ૨ | ૪ | ૧ | ૫ |
| | ૧ | ૩ | ૨ | ૪ | ૫ | ૧ | ૪ | ૨ | ૩ | ૫ | ૧ | ૪ | ૩ | ૨ | ૫ | ૨ | ૪ | ૩ | ૧ | ૫ |
| | ૩ | ૧ | ૨ | ૪ | ૫ | ૪ | ૧ | ૨ | ૩ | ૫ | ૪ | ૧ | ૩ | ૨ | ૫ | ૪ | ૨ | ૩ | ૧ | ૫ |
| | ૨ | ૩ | ૧ | ૪ | ૫ | ૨ | ૪ | ૧ | ૩ | ૫ | ૩ | ૪ | ૧ | ૨ | ૫ | ૩ | ૪ | ૨ | ૧ | ૫ |
| | ૩ | ૨ | ૧ | ૪ | ૫ | ૪ | ૨ | ૧ | ૩ | ૫ | ૪ | ૩ | ૧ | ૨ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૫ |
| ૫ થી ૮ | ૧ | ૨ | ૩ | ૫ | ૪ | ૧ | ૨ | ૫ | ૩ | ૪ | ૧ | ૩ | ૫ | ૨ | ૪ | ૨ | ૩ | ૫ | ૧ | ૪ |
| | ૨ | ૧ | ૩ | ૫ | ૪ | ૨ | ૧ | ૫ | ૩ | ૪ | ૩ | ૧ | ૫ | ૨ | ૪ | ૩ | ૨ | ૫ | ૧ | ૪ |
| | ૧ | ૩ | ૨ | ૫ | ૪ | ૧ | ૫ | ૨ | ૩ | ૪ | ૧ | ૫ | ૩ | ૨ | ૪ | ૨ | ૫ | ૩ | ૧ | ૪ |
| | ૩ | ૧ | ૨ | ૫ | ૪ | ૫ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૧ | ૩ | ૨ | ૪ | ૫ | ૨ | ૩ | ૧ | ૪ |
| | ૨ | ૩ | ૧ | ૫ | ૪ | ૨ | ૫ | ૧ | ૩ | ૪ | ૩ | ૫ | ૧ | ૨ | ૪ | ૩ | ૫ | ૨ | ૧ | ૪ |
| | ૩ | ૨ | ૧ | ૫ | ૪ | ૫ | ૨ | ૧ | ૩ | ૪ | ૫ | ૩ | ૧ | ૨ | ૪ | ૫ | ૩ | ૨ | ૧ | ૪ |
| ૯ થી ૧૨ | ૧ | ૨ | ૪ | ૫ | ૩ | ૧ | ૨ | ૫ | ૪ | ૩ | ૧ | ૪ | ૫ | ૨ | ૩ | ૨ | ૪ | ૫ | ૧ | ૩ |
| | ૨ | ૧ | ૪ | ૫ | ૩ | ૨ | ૧ | ૫ | ૪ | ૩ | ૪ | ૧ | ૫ | ૨ | ૩ | ૪ | ૨ | ૫ | ૧ | ૩ |
| | ૧ | ૪ | ૨ | ૫ | ૩ | ૧ | ૫ | ૨ | ૪ | ૩ | ૧ | ૫ | ૪ | ૨ | ૩ | ૨ | ૫ | ૪ | ૧ | ૩ |
| | ૪ | ૧ | ૨ | ૫ | ૩ | ૫ | ૧ | ૨ | ૪ | ૩ | ૫ | ૧ | ૪ | ૨ | ૩ | ૫ | ૨ | ૪ | ૧ | ૩ |
| | ૨ | ૪ | ૧ | ૫ | ૩ | ૨ | ૫ | ૧ | ૪ | ૩ | ૪ | ૫ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૨ | ૧ | ૩ |
| | ૪ | ૨ | ૧ | ૫ | ૩ | ૫ | ૨ | ૧ | ૪ | ૩ | ૫ | ૪ | ૧ | ૨ | ૩ | ૫ | ૪ | ૨ | ૧ | ૩ |
| ૧૩ થી ૧૬ | ૧ | ૩ | ૪ | ૫ | ૨ | ૧ | ૩ | ૫ | ૪ | ૨ | ૧ | ૪ | ૫ | ૩ | ૨ | ૩ | ૪ | ૫ | ૧ | ૨ |
| | ૩ | ૧ | ૪ | ૫ | ૨ | ૩ | ૧ | ૫ | ૪ | ૨ | ૪ | ૧ | ૫ | ૩ | ૨ | ૪ | ૩ | ૫ | ૧ | ૨ |
| | ૧ | ૪ | ૩ | ૫ | ૨ | ૧ | ૫ | ૩ | ૪ | ૨ | ૧ | ૫ | ૪ | ૩ | ૨ | ૩ | ૫ | ૪ | ૧ | ૨ |
| | ૪ | ૧ | ૩ | ૫ | ૨ | ૫ | ૧ | ૩ | ૪ | ૨ | ૫ | ૧ | ૪ | ૩ | ૨ | ૫ | ૩ | ૪ | ૧ | ૨ |
| | ૩ | ૪ | ૧ | ૫ | ૨ | ૩ | ૫ | ૧ | ૪ | ૨ | ૪ | ૫ | ૧ | ૩ | ૨ | ૪ | ૫ | ૩ | ૧ | ૨ |
| | ૪ | ૩ | ૧ | ૫ | ૨ | ૫ | ૩ | ૧ | ૪ | ૨ | ૫ | ૪ | ૧ | ૩ | ૨ | ૫ | ૪ | ૩ | ૧ | ૨ |
| ૧૭ થી ૨૦ | ૨ | ૩ | ૪ | ૫ | ૧ | ૨ | ૩ | ૫ | ૪ | ૧ | ૨ | ૪ | ૫ | ૩ | ૧ | ૩ | ૪ | ૫ | ૨ | ૧ |
| | ૩ | ૨ | ૪ | ૫ | ૧ | ૩ | ૨ | ૫ | ૪ | ૧ | ૪ | ૨ | ૫ | ૩ | ૧ | ૪ | ૩ | ૫ | ૨ | ૧ |
| | ૨ | ૪ | ૩ | ૫ | ૧ | ૨ | ૫ | ૩ | ૪ | ૧ | ૨ | ૫ | ૪ | ૩ | ૧ | ૩ | ૫ | ૪ | ૨ | ૧ |
| | ૪ | ૨ | ૩ | ૫ | ૧ | ૫ | ૨ | ૩ | ૪ | ૧ | ૫ | ૨ | ૪ | ૩ | ૧ | ૫ | ૩ | ૪ | ૨ | ૧ |
| | ૩ | ૪ | ૨ | ૫ | ૧ | ૩ | ૫ | ૨ | ૪ | ૧ | ૪ | ૫ | ૨ | ૩ | ૧ | ૪ | ૫ | ૩ | ૨ | ૧ |
| | ૪ | ૩ | ૨ | ૫ | ૧ | ૫ | ૩ | ૨ | ૪ | ૧ | ૫ | ૪ | ૨ | ૩ | ૧ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ |

**અનાનુપૂર્વી ગણવાની રીત**—૧ છે ત્યાં **નમો અરિહંતાણં**, ૨ છે ત્યાં **નમો સિદ્ધાણં**, ૩ છે ત્યાં **નમો આયરિયાણં**, ૪ છે ત્યાં **નમો ઉવજ્ઝાયાણં**, ૫ છે ત્યાં **નમો લોએ સવ્વસાહૂણં** બોલવું.

## —: જાપ કરતાં સૂચન અને આવર્તો :—



નંદાવર્ત



શંખાવર્ત



ૐકારાવર્ત

| | | |
|---|---|---|
| ઘાસ ઉપર બેસી જાપ કરે તો | | પ્રીતિ તુટે |
| કાષ્ઠ | ,, | દુર્ભાગી થાય |
| પત્થર | ,, | રોગી ,, |
| ધરતી | ,, | દુઃખી ,, |
| વાંસના આસન | ,, | દરિદ્રી ,, |
| વ્યાઘ્રચર્મ | ,, | બંધનથી છુટે |
| મૃગચર્મ | ,, | ધનવૃદ્ધિ થાય |
| કાંબળી | ,, | આયુ વધે, નિરોગી ,, |
| વાહન | ,, | ચિત્ત વિભ્રમ કરે |
| વસ્ત્ર | ,, | ધન પ્રાપ્તિ થાય |
| સૂત્રની માળાથી જાપ કરે તો | | સુખી થાય |
| ચાંદી, પરવાળા, / સોના, મોતીની | ,, | સૌભાગ્ય / આરોગ્ય ,, |
| લાકડાં, માટી, કાપડની | ,, | અલ્પસુખ ,, |
| સ્ફટિક, વૈડુર્યમણિની | ,, | હજાર ઉપવાસનું ફળ |

(૧) આ લોક અને પરલોકની પૌદ્‌ગલિક ઇચ્છા છોડીને ; કેવળ દુર્ગુણો ટાળવા માટે જાપ કરાય તો આત્મા દોષોથી મુક્ત થાય અને ગુણોને પ્રાપ્ત કરી-આવેલું ન જાય એવું દુઃખ વિનાનું સુખ મેળવે.



(૨) નવ વખત એક આવર્ત ઉપર જાપ કરવાથી એક બાંધી નવકારવાળી થાય.

# ચૌદ રાજલોક



સિધ્ધો
સિધ્ધશિલા
૫. અનુત્તર
૩. ગ્રૈવેયક
૩. ગ્રૈવેયક
૩. ગ્રૈવેયક
ત્રસનાડી
રત્નપ્રભા પૃથ્વીનું દળ
૧૮૦૦૦૦ યોજન
ખાલી.૧૦.યો૦
આઠ વાણવ્યંતર-નિકાય
ખાલી.૧૦.યો૦
આઠ વ્યંતરનિકાય
ખાલી.૧૦૦.યો૦
ખાલી ૧૧૫૮૩ ⅓ યો૦
દરેક પ્રતર ૩૦૦૦.યો૦
૧૦.ભવનપતિ નિકાય
ખાલી
ખાલી ૧૦૦૦યો૦
૧૮૦૦૦૦ પૃથ્વી
કિ૦
૯ લોકાંતિક
કિ૦
કિલ્બિષિક
ચરસ્થિર જ્યોતિષ્ક
દ્વીપ સમુદ્રો
તિર્યગ્લોક ૭
ઘનોદધિ
ઘનવાત
તનવાત
આકાશ
૭ નરક ભૂમિઓ
ઉર્ધ્વ લોક
અધો લોક
લોક બહાર ચોતરફ અનંત અલોક

## –: અતીત ( ભૂત ) ૨૪ તીર્થંકર :–

(૧) કેવળજ્ઞાની (૨) નિર્વાણી (૩) સાગર (૪) મહાયશ (૫) વિમલ (૬) સર્વાનુભૂતિ (૭) શ્રીધર (૮) શ્રીદત્ત (૯) દામોદર (૧૦) સુતેજ (૧૧) સ્વામિનાથ (૧૨) મુનિસુવ્રત (૧૩) સુમતિ (૧૪) શિવગતિ (૧૫) અસ્તાગ (૧૬) નમીશ્વર (૧૭) અનીલ (૧૮) યશોધર (૧૯) કૃતાર્થ (૨૦) જિનેશ્વર (૨૧) શુદ્ધમતિ (૨૨) શિવંકર (૨૩) સ્યંદન (૨૪) સંપ્રતિ.

## –: અનાગત ( ભાવી ) ૨૪ તીર્થંકર :–

(૧) પદ્મનાભ (૨) સુરદેવ (૩) સુપાર્શ્વ (૪) સ્વયંપ્રભ (૫) સર્વાનુભૂતિ (૬) દેવશ્રુત (૭) ઉદય (૮) પેઢાળ (૯) પોટીલ (૧૦) શતકીર્તિ (૧૧) સુવ્રત (૧૨) અમમ (૧૩) નિષ્કષાય (૧૪) નિષ્પુલાક (૧૫) નિર્મમ (૧૬) ચિત્રગુપ્ત (૧૭) સમાધિ (૧૮) સંવર (૧૯) યશોધર (૨૦) વિજય (૨૧) મલ્લિ (૨૨) શ્રીદેવ (૨૩) અનંતવીર્ય (૨૪) ભદ્રકૃત્

## –: વર્તમાન ૨૪ તીર્થંકર :–

મોટી શાન્તિમાં આ ચોવીસ નામો જણાવવામાં આવેલ છે.

નહિ, બીજાને સુખી જોઇ પોતે દુઃખી થાય અને બીજાને દુઃખી જોઈ પોતે રાજી થાય-મલકાય (૯) **ભયવાન્**-નિરંતર સર્વ લોકથી ભય પામતો રહે, પૌદ્‌ગલિક વસ્તુના વિયોગનો ભય રાખે (૧૦) **શઠ**-કપટી, આચાર-વિચાર અને ઉચ્ચારમાં જુદાઈ હોય (૧૧) **અજ્ઞાની**-ધર્મ અને અધર્મના સ્વરૂપથી અજાણ હોય.

ઉપર જણાવેલા ભવાભિનંદીના ૧૧ દોષ **ટળ્યા** પછી જીવને સમ્યક્ત્વ અને મિથ્યાત્વના લક્ષણોની ખબર પડે છે, તે **મિથ્યાત્વ**ના લક્ષણો હવે બતાવવામાં આવે છે.

## -: મિથ્યાત્વના ૫ પ્રકાર :-

(૧) **આભિગ્રહિક**-પોતાની બુદ્ધિમાં આવ્યું તે સાચું માને અને બીજું સર્વ જુઠું માને, પણ સાચું-ખોટું જાણવાની ઈચ્છા કરે નહિ-તે.

(૨) **અનાભિગ્રહિક**-સર્વ ધર્મ સારા છે તેમજ સર્વ ધર્મ સરખા છે એમ બોલવું-તે.

(૩) **આભિનિવેશિક**-જાણીને જુઠું બોલે, અજાણતાં જુઠું બોલ્યા પછી કોઇ સાચું સમજાવે **અગર** સ્વયં સાચું સમજે છતાં **કદાગ્રહ** મુકે નહિ-તે.

(૪) **સાંશયિક**-જિનવાણીમાં સંશય ( શંકા ) રાખે-તે.

(૫) **અનાભોગ**-અજાણપણે કંઈ સમજે નહિ એટલે તત્ત્વ-અતત્ત્વના વિષયમાં મૂઢપણું હોય-તે.

## -: મિથ્યાત્વના ૧૦ પ્રકાર :-

(૧) ધર્મમાં અધર્મબુદ્ધિ સ્થાપે-તે (૨) અધર્મમાં ધર્મબુદ્ધિ સ્થાપે-તે (૩) માર્ગમાં ઉન્માર્ગબુદ્ધિ સ્થાપે-તે (૪) ઉન્માર્ગમાં માર્ગબુદ્ધિ સ્થાપે-તે (૫) સાધુમાં અસાધુબુદ્ધિ સ્થાપે-તે (૬) અસાધુમાં સાધુબુદ્ધિ સ્થાપે-તે (૭) જીવમાં અજીવબુદ્ધિ સ્થાપે-તે (૮) અજીવમાં જીવબુદ્ધિ સ્થાપે-તે (૯) મૂર્ત (રૂપી) દ્રવ્યમાં અમૂર્ત (અરૂપી) બુદ્ધિ સ્થાપે-તે (૧૦) અમૂર્તમાં મૂર્તબુદ્ધિ સ્થાપે-તે

## -: મિથ્યાત્વના ૬ પ્રકાર :-

(૧) **લૌકિક દેવ સંબંધી**-રાગ-દ્વેષથી ભરેલા લૌકિક દેવને આત્મહિતની બુદ્ધિએ માને-પૂજે, તેનો કહેલો ધર્મ પાળે-તે.

(૨) **લૌકિક ગુરુ સંબંધી**-આરંભ અને પરિગ્રહધારી ગુરુઓને આત્મહિતની બુદ્ધિએ ગુરુ કરી માને વાંદે પૂજે-તે.

(૩) **લૌકિક પર્વ સંબંધી**-પૌદ્ગલિક સુખની ઇચ્છાએ કરી પ્રવર્તતા પર્વો ( ઓચ્છવ-મહોચ્છવો ) ને આત્મહિતની બુદ્ધિએ કરી અનુસરે-તે.

(૪) **લોકોત્તર દેવ સંબંધી**-રાગ-દ્વેષ રહિત લોકોત્તર દેવને પૌદ્ગલિક સુખની ઇચ્છાથી માને પૂજે-તે.

(૫) प्रसिद्धदेशाचारं समाचरन्–ઉત્તમ લોકાચાર, ઉત્તમ કુલાચાર અને ઉત્તમ ધર્માચારનું આચરણ કરનાર.

(૬) अवर्णवादी–નિન્દાનો સદંતર ત્યાગ કરનાર.

(૭) अनतिव्यक्तगुप्ते सुप्रातिवेश्मिके च स्थाने अनेकनिर्गमद्वारविवर्जितनिकेतनः–રહેવાનું મકાન ઘણા પ્રકટ-સ્થાનમાં ન રાખે, તેમ ઘણા ગુપ્તસ્થાનમાં ન રાખે તેમજ **સારા પાડોશવાળા** સ્થાનમાં રાખે, વળી નીકળવાનાં દ્વાર ઘણાં ન રાખે.

(૮) सदाचारैः कृतसंगः–સારા આચરણવાળાની સાથે સંસર્ગ (સોબત) રાખે.

(૯) मातापितापूजकः—માતા પિતા તેમજ વડિલ આદિની સેવા પૂજા કરનાર (આલોક અને પરલોકને વિષે હિતકારીમાર્ગે ચલાવે અને ખોટા માર્ગથી પાછા વાળે તે **વડિલ** કહેવાય). **પૂજા એટલે** નમસ્કાર, આજ્ઞા-પાલન અને સેવા૦ **સેવા એટલે** યોગ–ક્ષેમ કરનાર૦ **યોગ એટલે** નહિ પ્રાપ્ત થયેલી વસ્તુને પ્રાપ્ત કરાવનાર૦ **ક્ષેમ એટલે** પ્રાપ્ત થયેલી વસ્તુનું રક્ષણ કરનાર.

(૧૦) उपप्लुतं स्थानं त्यजन्–ઉપદ્રવવાળા સ્થાન, ગ્રામ, નગર આદિનો ત્યાગ કરનાર તેમજ જ્યાં **દહેરાસર** ન હોય, જ્યાં **ગુરૂઓનું** આવાગમન ન હોય, અને જ્યાં **સાધર્મિકોનો** મેળાપ થતો ન હોય, તેવા સ્થાનમાં અગર તેવા ગ્રામ, નગરમાં વસે (રહે) નહિ.

(૧૧) गर्हितेऽप्रवृत्तः-નિન્દિતકાર્યમાં પ્રવૃત્તિ કરે નહિ, એટલે દેશનિન્દિત કાલનિન્દિત જાતિનિન્દિત અને કુલનિન્દિત કાર્યોમાં પ્રવૃત્તિ કરે નહિ.

(૧૨) आयोचितं व्ययं कुर्वन्-આવકના પ્રમાણમાં ખર્ચ કરનાર.

(૧૩) वित्तानुसारतो वेषं कुर्वन्-પોતાના વૈભવને અનુસારે વેષ પહેરે, એટલે જાતિ, અવસ્થા, દેશ, કાળ, તેમજ વયને અનુસારે વેષ પહેરે.

(૧૪) अष्टभि र्धीगुणै र्युक्तः-બુદ્ધિના આઠ ગુણને સેવનારો હોય.

> शुश्रूषा श्रवणं चैव, ग्रहणं धारणं तथा;
> ऊहाऽपोहार्थविज्ञानं तत्त्वज्ञानं च धीगुणाः (૧)

(૧) વીતરાગની વાણી સાંભળવાની ઈચ્છા (૨) વાણીને સાંભળનાર તેમજ શાસ્ત્રોનો અભ્યાસ કરનાર (૩) સાંભળીને તેને સારી રીતે ગ્રહણ કરે (૪) ગ્રહણ કરેલ શ્રુતને ધારી રાખે-યાદ રાખે (૫) જાણેલા અર્થનું અવલંબન લઈને અન્ય અર્થોને વિચારે (૬) અનુભવ—જ્ઞાન અને શાસ્ત્ર પ્રમાણ વડે વિરોધી અને અવિરોધી શબ્દોનો ભેદ જાણે (૭) યથાર્થ અર્થ જાણનાર (૮) સાચા હિતાહિતને જાણીને તેમાં વિધિ-નિષેધ કરે.

(૩૦) सलज्जः—વડીલોની આમન્યા સાચવવા રૂપ શરમ રાખનાર.

(૩૧) सदयः—દયાળુ (બીજાનાં દુઃખો જોઈને જેનું હૃદય દ્રવે—એટલે પોતાને દુઃખ થાય તે).

(૩૨) सौम्यः—શાન્ત સ્વભાવવાળો હોય.

(૩૩) परोपकृतिकर्मठः—પરોપકાર કરવામાં શૂરવીર હોય.

(૩૪) अन्तरङ्गारिषड्वर्गपरिहारपरायणः—અંતરંગ છ શત્રુઓને હઠાવવામાં તત્પર (અંતરંગ શત્રુ—કામ, ક્રોધ, લોભ, માન, મદ અને હર્ષ) **કામ એટલે** પાંચે ઇંદ્રિયોના વિષયોમાં આસક્ત, **માન એટલે** અત્યંત દુરાગ્રહ રાખે, **મદ એટલે** ઐશ્વર્યાદિ વડે અહંકાર કરે, **હર્ષ એટલે** સ્વ—પર સંબંધી સાંસારિક સુખ—દુઃખમાં આનંદ માને.

(૩૫) वशीकृतेन्द्रियग्रामः—પાંચે ઇન્દ્રિયોને વશ કરે, એટલે તેના વિકારને રોકનાર.

માર્ગાનુસારી આત્મા **ચારૂસંજીવની ન્યાયે** સમ્યગ્દર્શનને પ્રાપ્ત કરવા યોગ્ય **સમ્યક્ત્વના ૬૭ બોલને** અનુસરનારો બને છે, તે બોલોનું હવે દિગ્દર્શન કરવામાં આવે છે.

## -: સમ્યગ્દર્શનના ૬૭ બોલ :-

[૪] સદ્દહણા (૧) परमार्थ संस्तवः-જીવ અજીવ આદિ નવતત્વોના અર્થો વિચારવા અને તેમાં શ્રદ્ધા ધારણ કરવી (૨) परमार्थ ज्ञातृ सेवनम्-તત્વના જાણકાર, શુદ્ધ પ્રરૂપણા કરનાર, સંવેગી (રાગ-દ્વેષ ન કરવામાં રંગાયેલા) તેમજ સાધુ-સાધ્વી ભગવંતોની ભક્તિ કરનાર, એટલે તેમના વચન ઉપર શ્રદ્ધા અને આજ્ઞાનું પાલન કરનાર-જેથી યથાર્થ જ્ઞાન મેળવી શકાય (૩) व्यापन्न दर्शन वर्जनम्-ઉત્તમ આત્માઓએ સમકિતથી ભ્રષ્ટ થયેલા વિપરીત દૃષ્ટિવાળા પાસત્થાદિકનો સંગ કરવો નહિ (૪) कुदर्शन वर्जनम्-મિથ્યાત્વી તેમજ ધર્મનાકેષી આત્માનો સંગ કરવો નહિ [**આ ચારમાં પૂર્વના બેથી સમકિતની પ્રાપ્તિ થાય છે અને પાછળના બેથી સમકિતનું રક્ષણ થાય છે**]

[૩] લિંગ-(૧) शुश्रुषा-જેનાથી સમ્યગ્બોધ થાય એવા ધર્મશાસ્ત્રો સાંભળવાની ઇચ્છા હોય (૨) धर्मरागः-ધર્મકાર્યમાં પૂર્ણ પ્રીતિ ધારણ કરે (૩) वैयावृत्य-સત્યમાર્ગને બતાવનાર એવા દેવ અને ગુરૂનું તેમજ વડીલોનું વૈયાવચ્ચ કરવાનો અભિલાષી હોય [**આ ત્રણ લિંગથી બીજાના સમકિતને ઓળખી શકાય છે**]

[૧૦] વિનય-અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ-સાધ્વી, ચૈત્ય (જિનપ્રતિમા), દ્વાદશાંગી

(આગમ), ધર્મ, પ્રવચનદક્ષ એવા ચતુર્વિધ સંઘ, અને સમકિતિ, આ **દશનો પાંચ પ્રકારે** વિનય કરવો (૧) ભક્તિ કરવી (૨) બહુમાન કરવું (૩) ગુણોનું વર્ણન કરવું (૪) અવર્ણવાદ વર્જવો (૫) મન વચન કાયાએ કરી આશાતના કરવી નહિ [ **આ પાંચ પ્રકારનો વિનય સમકિતિ આત્મામાં હોય છે** ]

[૩] **શુદ્ધિ** (૧) મનશુદ્ધિઃ-જિન અને જિનમત (ચતુર્વિધ સંઘ) વિના સર્વ જગતને અસાર જાણે (૨) વચનશુદ્ધિઃ-જિનેશ્વરની ભક્તિ કરવાથી સર્વ મનોવાંછિત ફળે છે, તો પણ પોતાના અશુભ કર્મોદયે જે કાર્ય જિન-ભક્તિથી નવિ થયું તે બીજાથી કેમ થાય ? એમ જાણીને અન્યની પ્રશંસા કરે નહિ (૩) કાયશુદ્ધિઃ-વીતરાગ પરમાત્મા વિના બીજાને પૂજ્યભાવે વંદન-નમસ્કાર કરે નહિ [ **આ ત્રણ શુદ્ધિ સમકિતને નિર્મળ રાખનાર છે** ]

[૫] **દુષણ**-(૧) શંકા-જિનમતમાં શંકા કરવી તે (૨) કાંક્ષા-જિનમત સિવાય અન્ય અન્ય મતોની ઇચ્છા કરવી તેમજ તેમનો માર્ગ સારો જાણવો તે (૩) વિતિગિચ્છા-શુદ્ધક્રિયાના ફળ સંબંધમાં સંદેહ કરવો તે (૪) અન્યતીર્થિકપ્રશંસા-અન્યતીર્થિકોની પ્રશંસા કરવી તે (૫) અન્યતીર્થિકપરિચયઃ-અન્યતીર્થિકો સાથે ધર્મ સંબંધી પરિચય કરવો તે [ **આ પાંચ દુષણોનું વર્જન કરીને સમકિતને નિર્મળ રાખવું** ]

[૪] પ્રભાવક-(૧) પ્રવચની-જૈન તત્ત્વનું પ્રવચન કરીને જિનશાસનની પ્રભાવના કરે તે (૨) ધર્મકથી-ચાર પ્રકારની ધર્મકથાઓ કરીને જિનશાસનની પ્રભાવના કરે તે (૩) વાદી-તર્કવડે વાદવિવાદ કરીને જિનશાસનની પ્રભાવના કરે તે (૪) નૈમિત્તિક-નૈમિત્તિક શાસ્ત્રોના જાણપણા વડે જિન-શાસનની પ્રભાવના કરે તે (૫) તપસ્વી-ઉગ્ર તપશ્ચર્યા વડે જિનશાસનની પ્રભાવના કરે તે (૬) વિદ્યાવાન્-વિશિષ્ટ વિદ્યા-મંત્ર વડે જિનશાસનની પ્રભાવના કરે તે (૭) સિદ્ધિસંપન્ન-અંજન આદિની સિદ્ધિઓ વડે જિનશાસનની પ્રભાવના કરે તે (૮) કવિ-કવિત્વશક્તિવડે જિનશાસનની પ્રભાવના કરે તે [ આ આઠ પ્રભાવક જિનશાસનની પ્રભાવના કરનારા હોય છે ]

[૫] ભૂષણ-(૧) जिनशासने कौशल्यम्-શાસ્ત્રાનુસારી ક્રિયા કરવામાં કુશળ હોય તે (૨) तीर्थसेवा-સ્થાવરતીર્થ શત્રુંજય આદિ તથા જંગમતીર્થ સાધુ-સાધ્વી તે બન્ને તીર્થોની યથાયોગ્ય સેવા કરવામાં તત્પર હોય તે (૩) भक्तिः-શ્રીસંઘની યથાયોગ્ય ભક્તિ કરે (૪) स्थैर्यम्-સમકિતમાં દઢતા ધારણ કરે (૫) जिनशासनप्रभावना-જિન-શાસનની બીજાઓ પણ અનુમોદના કરે એવા કાર્યો કરે તે [ આ પાંચ ભૂષણ સમકિતને શોભાવનારા છે ]

[૫] લક્ષણ-(૧) शमः (ઉપશમ)-કષાયોને દબાવે-મંદ કરે, ક્રોધને ક્ષમાથી દબાવે, માનને વિનયથી દૂર

કરે, માયાને સરળતાથી દૂર કરે, લોભને સંતોષથી દબાવે (૨) संवेगः–મોક્ષની તીવ્ર અભિલાષા ધારણ કરે, ચક્રી અને ઇન્દ્રના સુખને પણ દુઃખકારી જાણે (૩) निर्वेदः– સંસારની વિષમતા જાણી વૈરાગ્યભાવ ધારણ કરે (૪) अनुकंपा–દીન–દુઃખીના દુઃખોનું નિવારણ કરે તેમજ ધર્મ-રહિતને જોઈ ભાવદયા ચિન્તવે તે (૫) आस्तिक्यम्–શ્રી-જિનેશ્વરોએ ભાખેલ નવે તત્ત્વોમાં યથાર્થ હેયોપાદેયતા ધારણ કરે તે [ **આ પાંચ લક્ષણોથી પોતામાં રહેલ સમકિતભાવની પ્રતીતિ કરાય છે** ]

[૬] **જયણા**-(૧) परतीर्थिकादिवंदनम्–કુદેવ, કુગુરૂ, અને મિથ્યાત્વીઓએ ગ્રહણ કરેલ દેવના વંદન–પૂજનથી દૂર રહેવું (૨) नमस्करणम्-પરતીર્થિકોને નમસ્કાર કરવા-પણાથી દૂર રહેવું (૩) अशनादिदानम्–મિથ્યાત્વીઓને દાનાદિથી પુષ્ટ કરવા નહિ (૪) गंधपुष्पादिप्रेषणम् મિથ્યા-ત્વીઓને માન–પાન આપવું નહિ (૫) आलापनम्–મિથ્યાત્વીઓની સાથે વગર પ્રસંગે બોલવું નહિ (૬) संलपनम्–મિથ્યાત્વીઓની સાથે વારંવાર ધર્મચર્ચા કરવી નહિ [ **આ છ જતનાથી સમકિતને સાચવવું** ]

[૬] **આગાર**–(૧) राजाभियोगः–રાજાના આગ્રહથી (૨) गणाभियोगः–સમુદાય તે બહુમતિના આગ્રહથી (૩) बलाभियोगः–બળવાન માણસના આગ્રહથી (૪) देवाभियोगः–દેવ, દેવી, કુલદેવી વિગેરેના આગ્રહથી (૫) गुरुनिग्रहः–માતા પિતા ગુરૂ આદિ વડિલોના વિગ્રહ પ્રસંગથી (પરા-

ભવથી છોડાવવા માટે) (૬) वृत्तिकान्तारामियोगः-જંગલમાં તેમજ દુષ્કાળાદિ પ્રસંગોમાં નિર્વાહની દુર્લભતા હોય ત્યારે અથવા ધર્માનુસારે નિર્વાહ થતો ન હોય ત્યારે [ આત્મરક્ષાર્થે જે કાંઈ અનુચિત કરવું પડે તે આગાર જાણુવો ]

[૬] ભાવના-(૧) इदं सम्यक्त्वं धर्ममूलम्-સમ્યક્ત્વ એ ધર્મરૂપી વૃક્ષનું મૂળ છે (૨) इदं धर्मद्वारम्-સમ્યક્ત્વ એ ધર્મરૂપી નગરમાં પ્રવેશ કરવાનો દરવાજો છે (૩) इदं धर्मप्रतिष्ठानम्-સમ્યક્ત્વ એ ધર્મરૂપી મહેલનો પાયો છે (૪) इदं धर्मनिधिः-સમ્યક્ત્વ એ ધર્મરૂપી રત્નનો નિધિ છે (૫) इदं धर्माधारम्-સમ્યક્ત્વ એ વ્રત-ધર્મનો આધાર છે (૬) इदं धर्मभाजनम्-સમ્યક્ત્વ એ ધર્મરૂપી ક્ષીરનું ભાજન છે [ આ છ ભાવનાઓથી સમ્યક્ત્વની વિશુદ્ધિ કરવી ]

[૬] સ્થાન-(૧) अस्त्येव जीवः-જીવ છે (૨) स च नित्यः-જીવ નિત્ય છે (૩) स च कर्मणां कर्ता-જીવ કર્મનો કર્તા છે (૪) स च भोक्ता-જીવ પોતાના કરેલા કર્મોનો ભોક્તા છે (૫) अस्ति च तस्य निर्वाणम्-જીવ કર્મથી મુક્ત થાય છે (૬) अस्ति च तस्य मोक्षोपायः-જીવને કર્મથી મુક્ત કરવાના (છોડાવવાના) ઉપાયો પણ છે [ આ છ સ્થાનોને વિષે શ્રદ્ધા કરવાથી સમ્યક્ત્વ દૃઢ થાય છે]

સમ્યગ્દષ્ટિ આત્માને જ્યારે **સદ્‌ગુરૂના** **યોગે** યોગાવંચકતા પ્રાપ્ત થાય છે એટલે સંસારહેતુક **અઢાર પાપસ્થાનકો**થી વિરમે છે, ત્યારે મુક્તિમાર્ગના સાધક **લોકોત્તરસાધુમાર્ગમાં** આવવાને લાયક બને છે.

એ અઢાર પાપસ્થાનકોનું કિંચિત્ સ્વરૂપ આગળ જણાવીશું,

તેમાંનું **અઢારમું** પાપસ્થાનક જ્યારે નિશ્ચયથી છાંડે છે ત્યારે શુદ્ધસમ્યગ્દર્શન (સમકિત) પામે છે, તે ગુણે કરી મુક્તિમાં જવાની નિયતિ (યોગ્યતા) તે જીવ પ્રાપ્ત કરે છે.

તે નિશ્ચય સમ્યકત્વના ગુણે કરી ઉત્તરોત્તર સિદ્ધિના સોપાન ઉપર આગળ વધતો આત્મા અનુક્રમે શ્રાવકના ગુણ તેમજ સાધુ, ઉપાધ્યાય તથા આચાર્યના ગુણો પ્રાપ્ત કરીને અન્તે અરિહંત અથવા સિદ્ધ થઈ મુક્તિમાં બિરાજમાન થાય છે.

હવે આગળ નિર્દેશ કરેલ અઢાર પાપસ્થાનકો જણાવવામાં આવે છે.



## -:૧૮ પાપસ્થાનકનું સ્વરૂપ:-

અઢાર પાપસ્થાનકોમાં આત્મા અનાદિ કાળથી અજ્ઞાન અને મોહના જોરે કેવી કેવી ભ્રાન્તિએ પ્રવર્તે છે તેનું સ્વરૂપ તેમજ કેવી કેવી દૃષ્ટિએ પાપસ્થાનકોને-પાપરૂપે સમજીને તેથી વિરમી શકે છે તેનું કિંચિત્ સ્વરૂપ અત્રે જણાવીયે છીએ.

અઢાર પાપસ્થાનકોના સ્વરૂપને શુદ્ધ-અશુદ્ધભાવે જાણનારાઓ નીચે મુજબ છ પ્રકારની દૃષ્ટિવાળા જાણવા.

**પહેલી** વક્રદૃષ્ટિ છે, **બીજી** એકાન્તદૃષ્ટિ છે, **ત્રીજી** વિસંવાદીદૃષ્ટિ છે, **ચોથી** અવક્રદૃષ્ટિ છે, **પાંચમી** અનેકાન્તદૃષ્ટિ છે અને **છટ્ઠી** અવિસંવાદિદૃષ્ટિ છે.

(૧) **પહેલી** વક્રદૃષ્ટિવાળો આત્મા **સાધન** અશુદ્ધતાવાળો હોવાથી દુષ્ફલક જાણવો (૨) **બીજી** એકાન્ત દૃષ્ટિવાળો આત્મા **સાધ્ય** અશુદ્ધતાવાળો હોવાથી નિષ્ફલક જાણવો (૩) **ત્રીજી** વિસંવાદી દૃષ્ટિવાળો આત્મા **સાધ્ય-સાધન=ઉભય** અશુદ્ધતાવાળો હોવાથી વિફલક જાણવો.

(૪) **ચોથી** અવક્રદૃષ્ટિવાળો આત્મા **સાધન** શુદ્ધતાવાળો હોવાથી સુફલક જાણવો (૫) **પાંચમી** અનેકાન્ત દૃષ્ટિવાળો આત્મા **સાધ્ય** શુદ્ધતાવાળો હોવાથી શુદ્ધફલક જાણવો (૬) **છટ્ઠી** અવિસંવાદીદૃષ્ટિવાળો આત્મા **સાધ્ય-સાધન=ઉભય** શુદ્ધતાવાળો હોવાથી પૂર્ણફલક જાણવો.

## (૧) પ્રાણાતિપાત ( હિંસા )

**વક્રદૃષ્ટિ** આત્મા પાંચ ભૂતમાંથી ઉત્પન્ન થઈ ફરી તેજ પાંચ ભૂતોમાં વિલય પામે છે માટે હિંસા થતીજ નથી એવું માને છે. **એકાન્તદૃષ્ટિ** આત્મા અમર છે માટે હિંસા થતીજ નથી એવું માને છે. **વિસંવાદીદૃષ્ટિ** દરેક વસ્તુ ઈશ્વરને આધીન છે માટે હિંસા થતી નથી એવું માને છે. **અવક્રદૃષ્ટિ** સંસારીજીવોના ૧૦ પ્રાણોમાંથી કોઈપણ પ્રાણનો **અભિહયા** આદિ ૧૦ ભેદમાંથી કોઈપણ ભેદવડે થોડું કે વધારે નુકશાન કરવું અથવા સર્વથા નાશ કરવો તે હિંસા છે એમ જાણે છે. **અનેકાન્તદૃષ્ટિ** મન વચન અને કાયાની સાવદ્ય પ્રવૃત્તિ તે હિંસા છે એમ જાણે છે. **અવિસંવાદીદૃષ્ટિ** અજ્ઞાન, શંસય, વિપર્યાસ, સ્મૃતિભ્રંશ, યોગદુષ્પ્રણિધાન, ધર્મનો અનાદર, રાગ અને દ્વેષ આ આઠ પ્રકારના પ્રમાદની પ્રવૃત્તિ, તે હિંસા છે એમ જાણે છે.

## (૨) મૃષાવાદ (જુઠ)

**વક્રદૃષ્ટિ** સાંસારીક સ્વાર્થને સાધનારૂં વચન–જુઠ નથી એવું માને છે. **એકાન્તદૃષ્ટિ** પ્રિયજ બોલવું–એ જુઠ નથી એવું માને છે. **વિસંવાદીદૃષ્ટિ** પોતાની બુદ્ધિ પ્રમાણે બોલવું–એ જુઠ નથી એવું માને છે.

**અવક્રદૃષ્ટિ** અકાલે બોલવું, અસ્થાને બોલવું, અનુચિત બોલવું તે મૃષાવાદ છે એમ જાણે છે. **અનેકાન્તદૃષ્ટિ** પ્રિય,

પથ્ય (હિતકારી) અને તથ્ય (સત્ય,થી રહિત બોલવું તે મૃષાવાદ છે. એમ જાણે છે. અવિસંવાદીદૃષ્ટિ સ્વ અને પરના હિત-વિરૂદ્ધ બોલવું તે મૃષાવાદ છે એમ જાણે છે.

### (૩) અદત્તાદાન (ચોરી)

વક્રદૃષ્ટિ લાંચ આપીને લેવું કે ભય પમાડીને લેવું તે ચોરી નથી એવું માને છે. એકાન્તદૃષ્ટિ બીજાની પડી ગયેલી વસ્તુ લઈ લેવી કે વિસરી ગયેલાની વસ્તુ લઈ લેવી એ ચોરી નથી એવું માને છે. વિસંવાદીદૃષ્ટિ થાપણ મૂકેલી પાછી ન આપવી કે ઉછીની લીધેલી પાછી ન આપવી તે ચોરી નથી એવું માને છે.

અવક્રદૃષ્ટિ ન્યાયવિરૂદ્ધ (રાજ્યવિરૂદ્ધ) અને નીતિ વિરૂદ્ધ (લોકવિરૂદ્ધ) કોઈ પણ વસ્તુ લેવી તે ચોરી છે એમ જાણે છે. અનેકાન્તદૃષ્ટિ દેવ-ગુરૂની આજ્ઞા વિના કોઈ પણ વસ્તુ લેવી તે ચોરી છે એમ જાણે છે. અવિસંવાદીદૃષ્ટિ પર વસ્તુને ગ્રહણ કરવાની ઇચ્છા તે ચોરી છે એમ જાણે છે.

### (૪) મૈથુન (અબ્રહ્મ)

વક્રદૃષ્ટિ ભોગ ભોગવવાથી આત્મામાં પ્રસન્નતા વધે છે માટે મૈથુન એ દોષ નથી એવું માને છે. એકાન્તદૃષ્ટિ શરીરના સંબંધથી આત્માને મૈથુનદોષ લાગતો નથી એવું માને છે. વિસંવાદીદૃષ્ટિ જગત ઈશ્વરની માયારૂપે છે માટે મૈથુન એ દોષ નથી એવું માને છે.

**અવક્રદૃષ્ટિ** કામભોગની વૃત્તિ (વિકાર)ના જોરે પાંચે ઇન્દ્રિયોના વિષયોનો સંભોગ કરવો તે મૈથુનદોષ છે એમ જાણે છે. **અનેકાન્તદૃષ્ટિ** પરદ્રવ્ય (પોતાના આત્માના ગુણો સિવાય)ના સંયોગમાં આસક્ત રહેવું એ મૈથુનદોષ છે એમ જાણે છે. **અવિસંવાદીદૃષ્ટિ** પરદ્રવ્યના ભોગની ઇચ્છા કરવી તે મૈથુનદોષ છે એમ જાણે છે.

## (૫) પરિગ્રહ (સંગ્રહખોરી)

**વક્રદૃષ્ટિ** કોઈક બીજા કરતાં મારી પાસે તો ઓછું છે માટે મને પરિગ્રહ દોષ લાગતો નથી એવું માને છે. **એકાન્તદૃષ્ટિ** પોતાને પુણ્યોદયથી સંપત્તિ પ્રાપ્ત થાય છે માટે તેનો સંગ્રહ કરવો એ દોષ નથી એવું માને છે. **વિસંવાદીદૃષ્ટિ** સંપત્તિનો સંગ્રહ કરવો તે સ્વ-પરને ઉપકારક છે માટે પરિગ્રહ રાખવો એ દોષ નથી એવું માને છે.

**અવક્રદૃષ્ટિ** (૧) ધન (૨) ધાન્ય (૩) ક્ષેત્ર (૪) વાસ્તુ (૫) રૂપ્ય (૬) સુવર્ણ (૭) કુપ્ય (૮) બે પગવાળા જીવો (૯) ચાર પગવાળા જીવો, આ નવ પ્રકારની સંપત્તિ ઉપર માલિકીપણાનો ભાવ રાખવો તે પરિગ્રહનો પરિણામ છે એમ જાણે છે. **અનેકાન્તદૃષ્ટિ** પોતાની જરૂરીયાત કરતાં અધિક રાખવું તે પરિગ્રહ દોષ છે એમ જાણે છે. **અવિસંવાદીદૃષ્ટિ** પરદ્રવ્ય ઉપર મમત્વ (મૂર્છા) રાખવું તે પરિગ્રહ છે એમ જાણે છે.

## (૬) ક્રોધ

વક્રદૃષ્ટિ અપરાધીને મારવો તે ક્રોધ નથી એવું માને છે. એકાન્તદૃષ્ટિ ક્રોધ કરવાથી ક્રોધી શાન્ત થાય છે માટે ક્રોધ કરવો એ દોષ નથી એવું માને છે. વિસંવાદીદૃષ્ટિ પોતાની વિરૂદ્ધતાનો વિરોધ કરવા ક્રોધ કરવો તે ક્રોધ નથી એવું માને છે.

અવક્રદૃષ્ટિ આવેશમાં આવવું તે ક્રોધ હેતુક છે એમ જાણે છે. અનેકાન્તદૃષ્ટિ વિવેકથી ચુકવું તે ક્રોધ હેતુક છે એમ જાણે છે. અવિસંવાદીદૃષ્ટિ ક્ષમા ન રાખવી તે ક્રોધ હેતુક છે એમ જાણે છે.

## (૭) માન ( અભિમાન )

વક્રદૃષ્ટિ અમુક પાસેથી તો સેવા લેવાનો મારો હક છે એવું માને છે. એકાન્તદૃષ્ટિ અવગુણીનો તિરસ્કાર કરવાનો મારો અધિકાર છે એવું માને છે. વિસંવાદીદૃષ્ટિ મારૂં સમગ્ર જીવન બીજાને ઉપકારી જ છે એવું માને છે.

અવક્રદૃષ્ટિ ગુણી આત્માઓનો અવિનય કરવો તે માનકષાય હેતુક છે એમ જાણે છે. અનેકાન્તદૃષ્ટિ જાતિ, બળ, કુળ, રૂપ, ઐશ્વર્ય, જ્ઞાન, તપ, અને ઋદ્ધિની વિશેષતાનો મદ (અહંકાર) કરવો તે માનહેતુક છે એમ જાણે છે. અવિસંવાદીદૃષ્ટિ પોતાને અન્યથી અધિક ગુણીપણે માનવો તે માનહેતુક છે એમ જાણે છે.

## (૮) માયા ( કપટ )

**વક્રદૃષ્ટિ** આ જગતમાં ઈશ્વરની માયા સિવાય બીજું કંઈ છે જ નહિ એવું માને છે. **એકાન્તદૃષ્ટિ** સાંસારીક સુખની સાધનાને માયા કહેવાય જ નહિ એવું માને છે. **વિસંવાદીદૃષ્ટિ** સમસ્ત જગત્ ક્ષણિક હોવાથી કોઇ કોઇની સાથે માયા કરતું જ નથી એવું માને છે.

**અવક્રદૃષ્ટિ** પરમેશ્વરને જગતના સર્વભાવોના કર્તા કહેવો અને સંસારીજીવોને સંસારીભાવોના અકર્તા અભોક્તા કહેવા એ પ્રગટ માયા જ છે એમ જાણે છે. **અનેકાન્તદૃષ્ટિ** ઇન્દ્રિયોના વિષયસુખને સુખકારી જાણવા અને કહેવા એ માયાનું સ્વરૂપ છે એમ જાણે છે. **અવિસંવાદીદૃષ્ટિ** વિભાવમાં સ્વભાવબુદ્ધિ ધારણ કરવી એ ગૂઢમાયા છે એમ જાણે છે.

## (૯) લોભ ( અસંતોષ )

**વક્રદૃષ્ટિ** કુટુંબ આદિના સુખને માટે ચિન્તા કરવી તે લોભ નથી એવું માને છે. **એકાન્તદૃષ્ટિ** સાંસારીક સુખની સામગ્રીનું રક્ષણ કરવું અને વધારવી તે લોભ નથી એવું માને છે. **વિસંવાદીદૃષ્ટિ** જરૂરી વિષયસુખની સામગ્રીનો ત્યાગ ન કરવો તે લોભ નથી એવું માને છે.

**અવક્રદૃષ્ટિ** વિષયસુખો મેળવવાનો ઉદ્યમ કરવો તે લોભ છે એમ જાણે છે. **અનેકાન્તદૃષ્ટિ** પૌદ્ગલિક

યશ-કીર્તિ આદિ સુખોની ઈચ્છા કરવી તે લોભ છે એમ જાણે છે. અવિસંવાદીદૃષ્ટિ પરદ્રવ્ય (આત્મા સિવાય સર્વ)ના યોગમાં ઇષ્ટબુદ્ધિ ધારણ કરવી (સારૂ માનવું) તે લોભ છે એમ જાણે છે.

(૧૦) રાગ

વક્રદૃષ્ટિ સર્વને પ્રેમથી વશ કરી શકાય છે, માટે પ્રેમ કરવો તે રાગ નથી એવું માને છે. એકાન્તદૃષ્ટિ રાગ એ જ જીવનનો આધાર છે, માટે રાગ એ દોષરૂપ નથી એવું માને છે. વિસંવાદીદૃષ્ટિ સર્વ પ્રકારની ઋદ્ધિઓ અને સિદ્ધિઓ રાગથી જ મેળવાય છે માટે રાગ એ દોષરૂપ નથી એવું માને છે.

અવક્રદૃષ્ટિ વિષયોની અભિલાષા રાગનું પરિણામ છે, એમ જાણે છે. અનેકાન્તદૃષ્ટિ પર (આત્મા સિવાય સર્વ) ઉપરનું મમત્વ રાગહેતુક છે એમ જાણે છે. અવિસંવાદીદૃષ્ટિ પોતાની પ્રશંસાથી ફુલાવું-મલકાવું-રાજીથવું અને પોતાની પ્રશંસા કોઈ કરે એવાં કાર્યો કરવાં તે રાગહેતુક છે એમ જાણે છે.

(૧૧) દ્વેષ

વક્રદૃષ્ટિ દુશ્મનનો નાશ કરવાની યોજના કરવી તે દ્વેષ નથી એવું માને છે. એકાન્તદૃષ્ટિ પોતાના વિષયસુખમાં વિઘ્નભૂત (આડે આવનાર)ને વેરી સમજવો તે દ્વેષ નથી એવું માને છે. વિસંવાદીદૃષ્ટિ

પરલોકની સાધનાનો અનાદર કરવો તે દ્વેષ નથી એવું માને છે.

**અવક્રદૃષ્ટિ** બીજાને સુખી જોઈ દુઃખી થવું અને દુઃખી જોઇને રાજી થવું તે દ્વેષમુલક છે એમ જાણે છે. **અનેકાન્તદૃષ્ટિ** બીજાને તુચ્છ (હલકા) અને લઘુ જાણવા તે દ્વેષનો પરિણામ છે એમ જાણે છે. **અવિસંવાદીદૃષ્ટિ** દેવ ગુરૂ અને ધર્મની નિન્દા કરવી તે દ્વેષહેતુક છે એમ જાણે છે.

## (૧૨) કલહ (ઝઘડાખોરી)

**વક્રદૃષ્ટિ** દોષારોપણ કરવાથી સામો ચુપ થાય છે (કલહ થતો નથી) માટે દોષારોપણ કરવું એ કલહનું કારણ નથી એવું માને છે. **એકાન્તદૃષ્ટિ** આક્ષેપો કરનારની સામે આક્ષેપો કરવાથી કલહ શાન્ત થાય છે, માટે સામો આક્ષેપ કરવો તે કલહનું કારણ નથી એવું માને છે. **વિસંવાદીદૃષ્ટિ** વિરોધીને મહત્વ ન આપવાથી કલહ શાન્ત થાય છે માટે મહત્વ ન આપવું એ કલહનું કારણ નથી એવું માને છે.

**અવક્રદૃષ્ટિ** સત્યને છુપાવવાથી કલહ થાય છે એમ જાણે છે. **અનેકાન્તદૃષ્ટિ** અસત્યનું દબાણ કરવાથી કલહ થાય છે એમ જાણે છે. **અવિસંવાદીદૃષ્ટિ** પરને પોતાનું કરવાના પ્રપંચથી કલહ થાય છે એમ

## (૧૩) અભ્યાખ્યાન ( કલંક આપવું )

વક્રદષ્ટિ સાંસારીક ફળની ઈચ્છા વિના કોઈ ધર્મ કરતું જ નથી એવું કહેવું તેમાં કાંઈ ખોટું નથી એવું માને છે. એકાન્તદષ્ટિ સ્વ-પરને ઉપકારી પ્રવૃત્તિ કરનારા સાધુઓ ત્યાગી નથી જ એવું કહેવું તેમાં કશું ખોટું નથી એવું માને છે. વિસંવાદીદષ્ટિ બધાનું ભલું ન કરે તે ભગવાન નહિ એવું કહેવું તેમાં કાંઈ જ ખોટું નથી એવું માને છે.

અવક્રદષ્ટિ સત્યને નહિ જાણવા છતાં બીજા ઉપર ખોટું દોષારોપણ કરવું તે અભ્યાખ્યાન છે એમ જાણે છે. અનેકાન્તદષ્ટિ ધર્મીને દંભી કહેવા તે અભ્યાખ્યાન છે એમ જાણે છે. અવિસંવાદીદષ્ટિ વીતરાગને બીજા જીવોના સુખ-દુઃખના કર્તા કહેવા તે અભ્યાખ્યાન છે એમ જાણે છે.

## (૧૪) પૈશુન્ય ( ચાડી )

વક્રદષ્ટિ દોષવાનના દોષોને પ્રગટ કરવા તે પૈશુન્ય નથી એવું માને છે. એકાન્તદષ્ટિ સ્વજન-મિત્રાદિકના ગુપ્ત રહસ્યો પ્રગટ કરવા તે પૈશુન્ય નથી એવું માને છે. વિસંવાદીદષ્ટિ એક બીજાના ગુપ્તદોષો એકબીજાને કહેવા તે પૈશુન્ય નથી એવું માને છે.

અવક્રદષ્ટિ બીજાની રહસ્યવાતને પ્રગટ કરવી તે પૈશુન્ય છે એમ જાણે છે. અનેકાન્તદષ્ટિ એકબીજાના

મૈત્રીભાવના વર્તનને હિનાધિકભાવથી કહેવું તે પૈશુન્ય છે એમ જાણે છે. **અવિસંવાદીદૃષ્ટિ** સામાની ગેરહાજરીમાં જ (પાછળ) તેના ઉપર દોષારોપણ કરવું તે પૈશુન્ય છે એમ જાણે છે.

## (૧૫) રતિ–અરતિ (પ્રીતિ–અપ્રીતિ)

**વક્રદૃષ્ટિ** સુખ–દુઃખની સાથે પ્રીતિ–અપ્રીતિ તો સ્વાભાવિક જ થાય છે માટે રતિ–અરતિ દોષરૂપ નથી એવું માને છે. **એકાન્તદૃષ્ટિ** સર્વ જીવોનું જીવન પ્રીતિ–અપ્રીતિમય જ હોય છે માટે રતિ–અરતિ દોષરૂપ નથી એવું માને છે. **વિસંવાદીદૃષ્ટિ** પોતાની શુભાશુભતામાં પ્રીતિ–અપ્રીતિ ધારણ કરવી તે કર્તવ્ય છે પરંતુ દોષરૂપ નથી એવું માને છે.

**અવક્રદૃષ્ટિ** શુભનો યોગ સર્વથા સુખકારી અને અશુભનો યોગ સર્વથા દુઃખકારી હોતો નથી માટે પ્રીતિ–અપ્રીતિ કરવી તે દોષ છે એમ જાણે છે. **અનેકાન્તદૃષ્ટિ** કર્મના ઉદયથી પ્રાપ્ત થયેલ શુભાશુભતાના યોગથી સુખ–દુઃખના સંવેદનમાં પણ જ્ઞાની આત્માઓને રતિ–અરતિરૂપ મોહ હોતો નથી એમ જાણે છે. **અવિસંવાદીદૃષ્ટિ** સ્વભાવ પરિણમન જ્ઞાનમાં રતિ–અરતિરૂપ મોહ હોતો નથી એમ જાણે છે.

## (૧૬) પરપરિવાદ ( નિંદા )

વક્રદૃષ્ટિ વિરોધીને દોષવાળો જાહેર કરવો તે નિંદા નથી એવું માને છે. એકાન્તદૃષ્ટિ બીજાને તેના દોષવડે દોષિત કહેવો તે નિંદા નથી એવું માને છે. વિસંવાદીદૃષ્ટિ સર્વ જીવો દોષવાળા જ છે માટે કોઈની નિંદા થતી જ એવું માને છે.

અવક્રદૃષ્ટિ બીજાના દોષોને જ મુખ્યપણે કહેવા તે નિંદા છે એમ જાણે છે. અનેકાન્તદૃષ્ટિ અન્ય એકમાં ગુણનો આરોપ કરીને બીજા અન્યમાં દોષનો આરોપ કરવો તે નિંદા છે એમ જાણે છે. અવિસંવાદીદૃષ્ટિ અધિકગુણીની સામે પોતાની બડાઈ મારવી તે ગુણી પુરુષની નિંદા છે એમ જાણે છે.

## (૧૭) માયામૃષાવાદ ( કપટસહિતજુઠ )

વક્રદૃષ્ટિ આલોકના સ્વાર્થને સાધનારા વચનોની પ્રશંસા કરવી અથવા તેને ટેકો આપવો એ માયા-મૃષાવાદ નથી એવું માને છે. એકાન્તદૃષ્ટિ પોતાના અજ્ઞાન દોષથી અસત્યને સત્ય સ્વરૂપે કહેવું તે માયા-મૃષાવાદ નથી એવું માને છે. વિસંવાદીદૃષ્ટિ ઇન્દ્રિયોના વિષયસુખોને વિદ્દસાવતું વિજ્ઞાન તે ઉપકારક છે એમ કહેવું તે માયા-મૃષાવાદ નથી એવું માને છે.

અવક્રદૃષ્ટિ સ્વ-પરને અનર્થકારી પ્રવચનો અને પુસ્તક પ્રકાશનો કરવાં તે માયા-મૃષાવાદ છે એમ જાણે

છે. **અનેકાન્તદષ્ટિ** દેવ-ગુરૂ અને ધર્મને નિરર્થક કહેવા તે માયા–મૃષાવાદ છે એમ જાણે છે. **અવિસંવાદીદષ્ટિ** જીવ–અજીવ જ્ઞેય છે. આશ્રવ-બંધ હેય છે અને સંવર–નિર્જરા તથા મોક્ષ ઉપાદેય છે, તેનાથી કંઈ પણ વિપરીત બોલવું તે માયા–મૃષાવાદ છે એમ જાણે છે.

(૧૮) મિથ્યાત્વશલ્ય

**વક્રદષ્ટિ** પુણ્યથી પ્રાપ્ત થયેલા સુખ–વૈભવનો ત્યાગ કરવો તે મિથ્યાત્વ છે એવું માને છે. **એકાન્તદષ્ટિ** સાંસારિક સુખની સાધનામાં સાર–અસારનો વિચાર કરવો તે મિથ્યાત્વ છે એવું માને છે. **વિસંવાદીદષ્ટિ** આત્મા અને પરમાત્માના સ્વરૂપનો વિચાર કરવો તે જ મિથ્યાત્વ છે એવું માને છે.

**અવક્રદષ્ટિ** કામ–ભોગ આદિમાં આસક્તિ તે મિથ્યાત્વને આભારી છે એમ જાણે છે. **અનેકાન્તદષ્ટિ** જયણા વિનાનું જીવન તે મિથ્યાત્વને આભારી છે એમ જાણે છે. **અવિસંવાદીદષ્ટિ** શુદ્ધ આત્મસ્વરૂપની સાધનાના લક્ષ વિનાનું જીવન તે મિથ્યાત્વને આભારી છે એમ જાણે છે.

આત્મા જેમ જેમ દોષથી નિવર્તન થતો જાય છે તેમ તેમ વિશુદ્ધ ગુણોને પ્રાપ્ત કરતો જાય છે, જે ગુણો આત્માને મુક્તિમાર્ગની સાધનામાં ઉપકારી બને છે.

તેમાંના સિદ્ધાંતમાં બતાવેલા પ્રાથમિક ૨૧ ગુણોનું વર્ણન હવે કરવામાં આવે છે.

## –: એકવીસ ગુણનું દિગ્દર્શન:–

અપાર એવા આ અસાર સંસારરૂપ સમુદ્રમાં પડેલા **પ્રાણીઓને** નિરંતર-શોક-સંતાપથી રીબાતા **જાણીને** તેમજ જન્મ-મરણથી અનેક યોનિઓમાં નિરાધારપણે ભટકતા **જાણીને** આ જન્મના અનેક **દુઃખોથી** તેમજ પરભવે દુર્ગતિમાં પડતા બચાવવા માટે સર્વજ્ઞ અને સર્વદર્શી દેવાધિદેવ પરમતારક વિભૂ શ્રી જિનેશ્વર ભગવંતોએ પ્રરૂપેલ **શ્રીજિનધર્મરૂપી** અણમોલ રત્નને પ્રાપ્ત કરવું એ જ યોગ્ય છે.

જેમ ભૌતિક રત્ન મેળવવા ધનની પ્રાપ્તિની આવશ્યકતા છે તેમ જિનધર્મરૂપી રત્ન મેળવવા ઉત્તમ ગુણરૂપી ધનની પ્રાપ્તિ કરવી અત્યંત આવશ્યક છે.

તે ગુણરૂપી રત્નને ઉપાર્જન કરવાનો ઉપાય ગુરૂના **ઉપદેશ** વિના જાણી શકાતો નથી અને એ ઉપાયને જાણ્યા પછી તેમાં ઉદ્યમ કર્યા વિના કોઈ પણ ગુણ પ્રાપ્ત થતો નથી અને ગુણ વિના ઈચ્છિતકાર્યની સિદ્ધિ થતી નથી.

તેથી દયાવંટ પવિત્ર અંતઃકરણવાળા ધર્મરત્ન પ્રકરણના કર્તા પ૦ પૂ૦ આચાર્ય ભગવંત **શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી** મ૦ સા૦ ધર્મના અર્થી જીવોને ધર્મ ગ્રહણ કરવાનો તથા તેને પાલન કરવાનો ઉપદેશ દેવાની

ભાવનાથી શિષ્ટજનોના માર્ગને અનુસરી પ્રથમ ઈષ્ટદેવના નમસ્કાર આદિને પ્રતિપાદન કરવા માટે ગાથા ફરમાવે છે.

नमिऊण सयलगुणरयणकुलघरं, विमलकेवलं वीरं;
धम्मरयणत्थियाणं, जणाण वियरेमि उवएसं (१)

સમગ્ર ગુણરૂપી રત્નોના નિવાસસ્થાનરૂપ તથા નિર્મળ કેવળજ્ઞાનને ધારણ કરનારા ચરમ તીર્થપતિ શ્રમણ ભગવંત શ્રી મહાવીર સ્વામીને નમસ્કાર કરીને **ધર્મરૂપી રત્નને મેળવવાની ઈચ્છાવાળા જીવોને હું ઉપદેશ આપીશ.**

भवजलहिम्मि अपारे, दुलहं मणुयत्तणं पि जंतूणं;
तत्थ वि अणत्थहरणं, दुलहं सद्धम्मवररयणं (२)

હે ભવ્ય જીવો ! અપાર એવા આ ભવરૂપ સમુદ્રમાં ભ્રમણ કરતા પ્રાણીઓને પ્રથમ તો **અનુષ્યપણું** પામવું એ પણ દુર્લભ છે, કદાચ ધારો કે ! મહાન પુણ્યના ઉદયથી મનુષ્યપણું પ્રાપ્ત થયું, તો પણ અનેક પ્રકારના ભયંકર દુઃખોરૂપી અનર્થોને દૂર કરનાર **સદ્ધર્મ** રૂપી શ્રેષ્ટ રત્ન પામવું એ તો અત્યંત દુર્લભ છે.

जह चिन्तामणिरयणं, सुलहं न हु होइ तुच्छविहवाणं;
गुणविभववज्जियाणं, जियाण तह धम्मरयणं पि (३)

જેમ અલ્પ પુણ્યરૂપી ધનવાળાને ચિન્તામણિ રત્ન મુલભ હોતું નથી, તેમ ગુણરૂપી ધન વિનાના જીવોને ધર્મરૂપી રત્ન પણ સુલભ હોતું નથી.

વા આત્મામાં ધર્મરૂપી રત્ન આવી વસે છે. રૂપી કમળો બત્રીશ પાંખડીએ ખીલી ઉઠે છે.

(૨) પ્રશસ્તરૂપ ગુણ

શસ્તરૂપ એટલે-પાંચ ઇન્દ્રિયોની પૂર્ણતા રીરની સુંદરતાવાળો હોય.

આંખ ન હોય તો-શાસ્ત્રો કેવી રીતે વાંચે ? કેવી રીતે પાળે ?

કાન ન હોય તો-ધર્મની વાતો કેવી રીતે અને ધર્મની વાતો સાંભળ્યા વિના અમલમાં મૂકે ?

વાચા ન હોય તો-શંકાઓનું સમાધાન કેવી શકાય ? અને શંકાઓનું સમાધાન થયા ચી શ્રદ્ધા કેવી રીતે ટકી શકે ? તે માટે પૂર્ણ મળે તો ધર્મરૂપી રત્ન પામી શકાય.

ી પોતે દેખાવડો હોય તો બીજાઓને પણ આકર્ષી શકે.

ધે ઇન્દ્રિયો પૂર્ણ હોય પરંતુ કુરૂપ હોય તો ર્મ કરે પણ બીજાઓને ધર્મમાર્ગે આકર્ષી શકે રણકે:-ધર્મી પુરૂષનું સુંદર રૂપ પણ બીજાઓને જોડવામાં આકર્ષક થાય છે.

માટે ધર્મરૂપી રત્નની પ્રાપ્તિ માટે ઇન્દ્રિયોની પૂર્ણતા તો ખાસ જરૂરી છે.

**અપ્રશસ્ત રૂપનાં કારણઃ**-જે પ્રાણી પોતે શોક કરે, રૂદન કરે, આત્મહત્યા કરે, અત્યંત ક્લેશ કરે, નિન્દા કરે, જ્ઞાન અને જ્ઞાનીની આશાતના કરે, ભણનારને અંતરાય પાડે, ભેલસેલ કરે, ઓછું આપે, વધારે લે, બીજાને શોક કરાવે, બીજાના પ્રાણનો નાશ કરે, બીજાને રડાવે.

તે હિન ઇન્દ્રિયોવાળો, હીન અંગવાળો, આંધળો, બહેરો, બોબડો, લંગડો, અલ્પ આયુષ્યવાળો થાય છે અને ભવોભવ રોગોથી ઘેરાયેલો રહે છે.

**પ્રશસ્ત રૂપનાં કારણઃ**-જે પ્રાણી જીવદયા પાળે, સાધુ-સાધ્વીની ભક્તિ કરે, ક્ષમા ધારણ કરે, પવિત્ર મનવાળો હોય, તથા બીજાનું દુઃખ દૂર કરવાની તીવ્ર ઈચ્છાવાળો હોય.

તે સંપૂર્ણ ઈન્દ્રિયોવાળો, સુંદર શરીરવાળો, લાંબા આયુષ્યવાળો થાય છે અને ભવોભવ નિરોગીપણું પ્રાપ્ત કરનારો થાય છે.

## (૩) સૌમ્ય પ્રકૃતિ ગુણ

**સૌમ્ય પ્રકૃતિ એટલે**-સ્વભાવથી પ્રશાન્ત ચિત્તવાળો૦ સ્વભાવે શાન્ત હોય તો ધર્મ ટકે, સૌમ્ય (પ્રશાન્ત)

સ્વભાવવાળો આત્મા ક્લેશ કરે નહિ, ક્લેશનો પ્રસંગ ઉભો થાય તો પણ પોતે શાન્ત રહે, જેથી પોતે શાન્તિ અનુભવે અને બીજાના કષાયોને પણ વિરામ પમાડે અર્થાત્ બીજાને પણ શાન્ત કરે.

જેમ પોતે બરફના પ્રદેશ જેવો શાન્ત હોય તો એમાં બીજાના કષાયરૂપી અગ્નિને નિશ્ચેથી ઓલવાઈ જવું જ પડે છે તેમ.

શબ્દોના ધગધગતા અંગારા વર્ષે તો પણ સૌમ્ય-સ્વભાવવાળો આત્મા ગરમ ન થાય, પ્રિયવાદી હોય, અને અન્યાયમાં ઉભો રહે નહિ.

સૌમ્યસ્વભાવવાળો આત્મા કોઈ દિવસ ચિન્તાતુર હોય નહિ.

સૌમ્યસ્વભાવવાળા આત્માના હૃદય (મન)માં, ભાષામાં અને આકારમાં દોષ ન હોય.

આવો સૌમ્યસ્વભાવવાળો આત્મા સ્વયં ધર્મરૂપી રત્ન મેળવે છે, અને બીજાઓને પણ ધર્મરત્નની પ્રાપ્તિ માટે પોતાના સૌમ્યસ્વભાવનું અનુકરણ કરાવે છે.

દૃષ્ટાંત-સૌમ્યસ્વભાવવાળા વશિષ્ઠ ઋષિને જોઈને વિશ્વામિત્ર પણ શાન્ત સ્વભાવવાળા બન્યા હતા.

આ ત્રીજો ગુણ જ્ઞાન-દર્શન અને ચારિત્રરૂપ ત્રણ રત્નો મેળવવામાં અજોડ કારણ છે.

## (૪) લોકપ્રિય ગુણ

**લોકપ્રિય એટલે**–લોકનો લાડિલો૦ લોકપ્રિય વ્યક્તિ આલોક વિરૂદ્ધ કોઈ પ્રવૃત્તિ ન કરે૦ એટલે અન્યાય ન કરે૦ અનીતિ ન કરે૦ દાણચોરી ન કરે૦ ઓછું આપે નહિ૦ વધારે લે નહિ૦ દેખાડે કંઈ અને આપે કંઈ–એવું એ ન કરે.

**ધર્મ ન્યાય** અને નીતિ એ ત્રણ એના જીવનના મુદ્રાલેખ હોય છે. વળી એ **પરલોક**--પુનર્જન્મને માનનારો હોય તેથી બીજા પણ પાપકાર્યો ન કરે. **કોઇને દુઃખ દેવાની** મનમાં જરાય ભાવના ન રાખે. વળી તેના આચાર વિચાર અને ઉચ્ચાર શુદ્ધ અને એક સરખા હોય છે. તેથી તે વિશ્વાસને પાત્ર બને છે.

વળી એ આત્મા આલોક વિરૂદ્ધ તેમજ પરલોક વિરૂદ્ધ એમ ઉભયલોક વિરૂદ્ધ **સાત વ્યસનોનું** પણ સેવન કરતો નથી. કેમકે આ સાત વ્યસનો સેવનાર આ જન્મમાં પણ દુઃખી થાય છે અને બીજા જન્મમાં પણ દુર્ગતિમાં જાય છે.

द्युतं च मांसं च सुरा च वेश्या, पापर्ध्य चोरी परदारसेवा;
एतानि सप्त व्यसनानि लोके, घोरातिघोरं कुगतिं नयन्ति (१)

જગતમાં પ્રસિદ્ધ આ સાતે વ્યસનો પ્રાણીને **ભયંકર દુર્દશામાં** મુકે છે.

(૧) જુગારના વ્યસનથી નળરાજા અને પા
રાજ્યથી ભ્રષ્ટ થયા હતા.

(૨) માંસમાં લોલુપી બનેલી રેવતી સાત
નરકે ગઈ.

(૩) દારૂપાનના નિમિત્તથી માનવ અને પશુ સહિત
સમગ્ર દ્વારિકા નગરી અગ્નિથી ભસ્મીભૂત થઈ ગઈ.

(૪) વેશ્યાના સંગથી સત્યકી વિદ્યાધરના બે
ટુકડા થયા.

(૫) પૂર્વાવસ્થામાં બૌદ્ધધર્મનું પાલન કરનારા શ્રેણિક રાજાએ શિકારના વ્યસનથી નરકનું આયુષ્ય બાંધી દીધું હતું.

(૬) ચોરી કરવામાં પાવરધા બનેલા જયતાકની ચોરીથી લુંટાયેલા લોકોને-વેર લેવા રાજ્યની મદદ લઈને પલ્લી તરફ આવતા સાંભળીને પતિ પાછળ ભયથી નાસતી જયતાકની પત્નીનું પેટ ફાટ્યાનું અને તરફડતા ગર્ભને શિલા ઉપર પટકવાનું આગળ નાસતો જયતાક માણસ-દ્વારા સાંભળીને મહાદુઃખી થયો હતો.

(૭) પરસ્ત્રીમાં લંપટ બનવાથી રાવણ રાજ્યથી
ટ થયો અને યુદ્ધમાં મૃત્યુ પામી દુર્ગતિમાં ગયો.

પોતાના પિતા શ્રેણિકને જેલમાં પૂર્યા હતા, એટલું જ નહિ પણ વધુમાં દરરોજ સો (૧૦૦) કોયડાઓના ફટકા મરાવતો હતો, આવી રીતે અનેક પાપો કરી ક્રુર પરિણામી કોણિક મરીને છટ્ઠી નરકે ગયો.

## (૬) પાપભીરૂ ગુણ

**પાપભીરૂ એટલે** પાપ કરતાં જેનું હૈયું અને હાથ ધ્રૂજે તે પાપભીરૂ કહેવાય.

આવા ગુણવાળો આત્મા એવા પાપ ન કરે, અરે ! એવો વિચાર પણ ન કરે-જેનાવડે પોતાનો આત્મા પાપથી ભારે બને.

આત્માની અધોગતિ થાય એવા કાર્યમાં એ જરાય રસ ન લે૦ એટલું જ નહિ પણ પોતાના નિમિત્તે **બીજાઓ અધર્મ પામે** કે દેવ-ગુરૂ અને ધર્મની હેલના (નિન્દા) થાય-તેવું વિચારે નહિ, તેવું બોલે નહિ, અને તેવું વર્તન પણ ન રાખે૦

સંસારમાં રહે ત્યાં સુધી પાપકાર્યો કરવા પડે તો પણ ડરતાં ડરતાં ન છુટકે ઓછાં ઓછાં કરે, જેથી પાપનો બંધ ઓછો થાય૦

એ મનમાં વિચારે કે હું શું કરૂં ? આ સંસારમાં છું માટે આ પાપો કરવા પડે છે, માટે હે **પ્રભુ ! મારી જલ્દી મુક્તિ થાઓ !** અને તે માટે **મને જલ્દી**

ચારિત્ર મળો! જેથી મારે કદી કોઈ પાપ કરવા પડે નહિ-આવી ભાવનાવાળો હોય૦

પાપભીરૂ આત્મા પાપ કરતાં પણ પાપને ભયંકર માને૦

આવો આત્મા જલ્દી ધર્મરૂપી રત્નને મેળવી શકે છે.

(૭) અશઠ ગુણ

અશઠ એટલે-આચારમાં વિચારમાં અને ઉચ્ચારમાં એકરૂપ હોય, એ નિષ્કપટ મનન કરે, નિષ્કપટ વર્તનવાળો હોય.

અશઠ આત્મા-બીજાને છેતરવાની ભાવના રાખે નહિ અને ખોટો આડંબર પણ કરે નહિ૦ આ કારણથી અશઠ આત્મા દરેકને વિશ્વાસનું પાત્ર બને છે.

અશઠ આત્મા-જે પ્રમાણે બોલે તે પ્રમાણે વર્તે૦ માયા અને અસત્યથી દૂર રહે૦ વ્યવહારમા મીઠી અને આકર્ષક વાતો કરી કોઇને ખોટો કે નબળો માલ ગળામાં પધરાવે નહિ૦ કોઇને શીશામાં ઉતારવાની બુદ્ધિ ન રાખે૦ તથા રહેણી અને કહેણીમાં એકવાક્યતા હોય૦

શઠ એટલે-વિચારે જુદું, બોલે જુદું, અને આચરે જુદું૦

## (૧૧) સૌમ્યદૃષ્ટિ ગુણ

**મધ્યસ્થ–સૌમ્ય દૃષ્ટિ એટલે**–અનુકૂલ અને પ્રતિકૂલ સંયોગોમાં તાત્ત્વિક સ્થિરતા રાખનારો ગુણ અથવા પક્ષપાત રહિતત્વ.

મનની અંદર માધ્યસ્થ્યપણું અને સ્વભાવમાં સૌમ્યતાનો અંશ હોય તો તે માણસ જીવનના કોયડાઓનો શાન્તિથી ઉકેલ લાવી શકે, પરંતુ જેના મનમાં પક્ષપાત છે તે માણસ શાન્તિથી યાને પ્રમાણિકપણે સામાન્ય વિચાર પણ નહિ કરી શકે, તો ધર્મ જેવી અસામાન્ય (ગહન) વાતનો વિચાર તો એ ક્યાંથી કરી શકે ?

આ ગુણવાળો આત્મા જીવનના અટપટા અને ગુંચવણભર્યા પ્રસંગોમાં પણ પોતાની બુદ્ધિનું અને શક્તિનું વિવેકશક્તિદ્વારા સમતોલપણું જાળવી શકે છે, અથવા વિવાદભર્યા પ્રસંગોમાં પોતે કોઇ એક બાજુએ ઝુકી પડતો નથી, બન્ને બાજુથી અલિપ્ત રહે છે, અથવા તો સત્ય વસ્તુનો તોડ કાઢી તેનો સ્વીકાર કરે છે, અને અસત્ય વસ્તુનો ત્યાગ કરે છે, પણ સત્યાસત્યનો નિર્ણયાત્મક વિભાગ કરવા માટેની અશક્તિમાં સત્યને જ્ઞાનીઓના ઉપર છોડવું એ પણ માધ્યસ્થ્યતા છે.

**મધ્યસ્થ સૌમ્યદૃષ્ટિ આત્મા**–રાગ–દ્વેષ અને ક્રુરતાથી રહિત હોય છે. આવો આત્મા **કદાગ્રહી** હોતો નથી, આ ગુણથી સુશોભિત આત્મા વૈરવિરોધનું કારણ બનતો નથી પરંતુ સર્વજણને ગ્રાહ્ય વચનવાળો બને છે.

આ ગુણ પણ ધર્મરૂપી રત્નને પ્રાપ્ત કરવામાં અમોઘ સાધન છે.

પ્રખર પંડિત હરિભદ્ર પુરોહિત આ ગુણના પ્રતાપે શ્રીહરિભદ્રસૂરિ મહાન્ આચાર્ય થયા હતા.

### (૧૨) ગુણાનુરાગ ગુણ

ગુણાનુરાગી એટલે-બીજાના ગુણો જોઈને રાજી થાય, હૃદય પ્રફુલ્લિત થાય, મસ્તક ઝુકી પડે, રૂવાંટા ખડા થઈ જાય.

ગુણાનુરાગી આત્મા-જ્યાં જુવે ત્યાંથી ગુણને શોધી કાઢે, એની દૃષ્ટિમાં એવી વૈજ્ઞાનિક શક્તિ હોય છે કે હર કોઈ વ્યક્તિ કે હરકોઈ પદાર્થમાંથી પોતાને ઉપકારી એવો ગુણ શોધી કાઢે છે.

વહાલસોઈ માતા હજારો બાળકોના જુથમાંથી પોતાના લાડકવાયા બાળકને શોધી કાઢે છે, તેમ નાનો બાળક હજારો સ્ત્રીઓના સમુદાયમાંથી પોતાની માતાને શોધી કાઢે છે, એવી રીતબાત ગુણ શોધવામાં ગુણાનુરાગિની હોય છે.

શત્રુમાં પણ ગુણ જણાય તો એ ગુણની અનુમોદના કરે છે, જો કે એ તો કોઈને શત્રુ માનતો નથી, પરંતુ કારણવશાત કોઈ શત્રુ બન્યો હોય તો પણ એના ગુણ પ્રત્યે એને સદ્ભાવ હોય છે.

ગુણાનુરાગી કોઈના પણ દોષ જોઈને પોતે તે દોષથી અલિપ્ત રહે છે, અને નિર્ગુણીની દયા ચિંતવે છે.

નિન્દા, ચાડી, ઇર્ષ્યા, અદેખાઈ, વિગેરે દુર્ગુણો ગુણાનુરાગ આવ્યા પછી રહી શકતા નથી.

ગુણાનુરાગ નામનો આ ગુણ બીજા અનેક ગુણોને બોલાવી લાવે છે, અને આત્માને ધર્મરૂપી રત્નની પ્રાપ્તિ કરાવવા માટે યોગ્ય બનાવે છે.

આ ગુણના પ્રતાપે-દેવની પરીક્ષા વખતે કૃષ્ણ મહારાજાએ દુર્ગન્ધની બદબોને છોડતા મરી ગયેલા કુતરાના પણ ચળકતા દાંતની પ્રશંસા કરી હતી.

## (૧૩) સત્કથિક ગુણ

**સત્કથિક એટલે**-જેમાં કોઈની નિન્દા ન હોય, તેમજ પોતાની બડાઈ ન હોય, વળી ઇર્ષ્યાયુક્ત વચન ન હોય, અને કપટભરી-દ્વેષભરી વાણી ન હોય, પરંતુ સાપેક્ષપણે યથાર્થ સ્વરૂપે કહે.

આ ગુણયુક્ત આત્મા એવી ધર્મકથાઓ, એવા સંવાદો, એવી ચર્ચાઓ, એવા વાર્તાલાપો, એવા તર્કો કરે કે જેથી આત્માની **ઉન્નતિજ** થાય અને **વિવેક** રત્ન મેળવાય.

વિકથા એટલે-જે કથાઓ ઉપનય (ઉપસંહાર અર્થાત્ સારાંશ) મોક્ષમાં-આત્મગુણમાં ન જોડાય (ધર્મમાર્ગે વળ્યા એવું કહેવામાં ન આવે) પરંતુ ખાધું પીધું અને રાજ્ય કર્યું એવું કહેવામાં આવે તો તે વિકથા કહેવાય.

તે વિકથા સાત પ્રકારની છે. (૧) સ્ત્રીકથા (૨) ભક્તકથા (૩) દેશકથા (૪) રાજકથા (૫) દર્શન ભેદિની કથા (૬) ચારિત્ર ભેદિની કથા (૭) મૃદુકારૂણિકી કથા. આ સાતે પ્રકારની વિકથાનો ત્યાગ કરે.

(૧) સ્ત્રીકથા-મતકથિક આત્મા સ્ત્રીઓના હાવ-ભાવ, રૂપ-રંગ કે વિલાસની વાતો ન કરે.

(૨) ભક્તકથા-ખાન-પાનની ફરબરી વાતો ન કરે.

(૩-૪) દેશકથા અને રાજકથા-રાજ્યોની કે ...ાની વિદ્રોહ-યુદ્ધ કે અન્ય વાતો ન બોલે.

(૫) દર્શનભેદિનીકથા-દર્શન (આત્મ-શ્રદ્ધા)થી ...કરનારી વાતો ન કરે.

(૬) ચારિત્રભેદિની કથા-ચારિત્રથી પતિત થાય ...વાતો ન કરે.

...૭) મૃદુકારૂણિકીકથા-કોમળતા અને કરૂણતા ...રાવે એવી વાતો ન કરે.

યથા—પુત્રાદિકના વિયોગના દુઃખથી માતા—પિતા આદિના કરૂણ વિલાપો હોય છે, જેમકે—હે **પુત્ર! મને અનાથને તેં કેમ મુકી દીધી**—વિગેરે.

ટૂંકમાં એ આત્મા **ભૌતિકવાદની** (પાંચે ઇન્દ્રિયોના વિષયોની) ભભકભરી વાતો ન કરે, પણ **અધ્યાત્મવાદની** (આત્માના ગુણોની) વાતો કરે, કે જેથી સ્વ અને પરનું કલ્યાણ થાય.

વાણી એ હૃદયના વિચારોનું પ્રતિબિંબ છે માટે જ સત્કથાવાળી વાણી આત્માની ઉન્નત્તિનું ઉપયોગી સાધન છે.

**વિકથા**ના સંગથી મલિન થયેલ મનવાળાનું **વિવેક** રૂપી રત્ન નાશ પામે છે, અને વિકથા કરવાનો તથા સાંભળવાનો ત્યાગ કરવાથી આત્મા સત્કથા ગુણવાળો બને છે.

આ ગુણના પ્રભાવે શીલવતીએ કામમાં અન્ધ બનેલા મંત્રીઓને **સદાચાર** માર્ગે વાળ્યા હતા, અને અરિદમન રાજાને પણ **ધર્મમાં દૃઢ** શ્રદ્ધાવાળો બનાવી રતનપુર નગરમાં શિયલનો ડંકો વગડાવ્યો હતો.

## (૧૪) સુપક્ષ યુક્ત ગુણ

**સુપક્ષ એટલે**—માતૃપક્ષ અને પિતૃપક્ષ એ જેનો ધર્મનો અવિરોધી હોય તે સુપક્ષ કહેવાય.

માતા, પિતા, ભાઈ, બહિની, વિગેરે સંબંધીજનો ધર્મી હોય અને બીજાઓને ધર્મમાર્ગે જતાં અટકાવનાર ન હોય એવા કુળની પ્રાપ્તિ તે સુપક્ષ યુક્ત કહેવાય.

આવા કુળમાં જન્મ થવાથી માતા પિતા આદિ પોતાના બાળકોને ધર્મમાર્ગે વાળે છે, અને ધર્મમાં આગળ વધેલાઓને ઉત્સાહ આપે છે, માટે આવા કુળમાં ધર્મની પ્રાપ્તિ સુલભ હોય છે.

દેખાદેખી ધર્મ કરવાનું મન થાય અને એમ કરતાં સાચો ધર્મ કરતો થઈ જાયછ વિનય, ઉદારતા વિગેરે ગુણોમાં માતા પિતા આદિનો વારસો પણ કારણ હોય છે૦ માટે સુપક્ષ યુક્ત એ પણ ગુણ ગણાય છે૦ એનો અર્થ એવો તો ન જ કરવો કે પરિવાર વિનાનો માનવી ધર્મ ન જ કરી શકે૦

સુપક્ષ યુક્તતામાં ધર્મની પ્રાપ્તિ અત્યંત સુલભ બને છે, અને કુપક્ષ યુક્તતામા ધર્મની પ્રાપ્તિ અત્યન્ત દુર્લભ બને છે. એ અપેક્ષાએ આ ગુણ વિચારણીય છે.

સંતાનોને ધર્મમાં વિઘ્ન નાખનાર તેમજ ધર્મથી વિમુખ રાખનાર, અને ધર્મ કરતા અટકાવનાર માતા, પિતા, ભાઈ-ભગિની, વિગેરે કુપક્ષ કહેવાય.

આ ચૌદમા ગુણના યોગે પોતાની માતા પાહિનીએ પોતાના એકના એક લાડકવાયા બાળપુત્રને વહોરાવ્યો હતો, જે પરિણામે કલિકાલ સર્વજ્ઞ શ્રીમા હેમચંદ્રાચાર્ય નામે મહાન્ આચાર્ય તરીકે પ્રસિદ્ધ થયા હતા—

આ ગુણ ન હોવાથી ભૃગુ પુરોહિતે પોતાના બન્ને બાળકોને ધર્મનો રંગ ન લાગે તેટલા માટે " **આ સાધુઓ લુટારા છે, માંસ ખાનારા છે, નાના બાળકોને પકડી જાય છે** " વિગેરે સંસ્કારો દરરોજ નાંખતો હતો, અને **જ્યાં સાધુઓનું આવાગમન ન થાય તેવા ગામમાં જઇ વસ્યો હતો.**

આ ચૌદમો ગુણ પુણ્યાનુબંધી પુણ્યના યોગે પ્રાપ્ત થાય છે જે મોક્ષ મહેલમાં પહોંચવા માટે સીડીનું કામ કરે છે.

## (૧૫) દીર્ઘદર્શિતા ગુણ

**દીર્ઘદર્શિતા એટલે**-ભૂતકાળમાં બની ચૂકેલા સારા-નરસા બનાવોના આધારે ભવિષ્યકાળમાં કાર્યોનું સુંદર પરિણામ લાવવા માટે વર્તમાનકાળની સારી વિચારધારા રાખે.

જે કાર્ય કરવું હોય તે બહુ જ વિચારણાપૂર્વક તેમજ યોજના પૂર્વક કરે, ધાર્મિક, વ્યવહારિક અને વ્યાપારિક કાર્યો કરતાં અગાઉ લાંબા કાળે પણ હિતાર્થની પ્રાપ્તિ જે રીતે થાય તેમ હોય તે રીતે કાર્ય કરે.

આ રીતે કાર્ય કરવામાં આવે તો પશ્ચાત્તાપ કરવાનો વખત આવે નહિ.

આ ગુણ ત્યારે જ ગણાય કે તેના કાર્યો-સુંદર પરિણામ સાથે સંબંધ રાખે.

પોતાને અને પારકાને ઉપકારક થાય એવી વિચારપૂર્વકની કાર્યવાહીમાં દીર્ઘદર્શિતા ગુણ રહેલો હોય છે.

આ દષ્ટિના અભાવે શક્તિ હોવા છતાં પણ ઉત્તમ કાર્યો કરી શકાય નહિ.

આ ગુણવાળી દષ્ટિના પ્રભાવથી પેથડશા મંત્રીએ હેમડ મંત્રીના નામની દાનશાળા ખોલી, સવાક્રોડ રૂપિયાનો ખર્ચ કર્યો હતો, તેના પરિણામે જૈનશાસનની પ્રભાવના સાથે પોતાના ઇચ્છિત (જિનમંદિર નિર્માણરૂપ) કાર્યની સિદ્ધિ થઈ.

### (૧૬.) વિશેષજ્ઞ ગુણ

વિશેષજ્ઞ એટલે-કોઈ પણ વસ્તુમાં કે કોઈ પણ જીવમાં રહેલા ગુણ અને દોષરૂપ વિશેષતાને પક્ષપાત રહિત પણે જાણવાની શક્તિ.

આ ગુણવાળા આત્માવડે સર્વત્ર ગુણ અને દોષ એ બન્નેની સાચી તારવણી થાય છે તેથી તેને ગુણ-ગ્રહણ અને દોષત્યાગ સુલભ બને છે. આમ કરવાથી પોતે દિવસે દિવસે વધારે ગુણી બનતો જાય છે અને દોષો પ્રત્યે એ વધુને વધુ ઉપેક્ષા કરતો જાય છે, તેમજ પોતાના જીવનમાં જે કોઈ દોષ હોય એને વીણી વીણીને કાઢતો જાય છે.

ધર્મરૂપી રત્નની પ્રાપ્તિ કરવા માટે આ ગુણ પણ વિશેષ આવકાર પાત્ર બને છે.

પોતામાં અભિમાન ન હોય અને વિનય હોય તો જ આ ગુણ વિકસે છે. વિનયના અભાવમાં આ ગુણ ટકી શકતો નથી.

જ્ઞાનવૃદ્ધોના આદેશોને માન આપવાથી આત્મા ધર્મરૂપી રત્ન મેળવી શકે છે.

## (૧૮) વિનય ગુણ

**વિનય એટલે**-ગુણથી વિશિષ્ટ જણાતા આત્માઓ પ્રત્યે નમસ્કારભાવ-નમ્રભાવ તેમજ તેમની સેવા-ભક્તિ કરવા ઈચ્છા તે વિનયગુણ.

અઢાર દોષોનો ત્યાગ કરી જ્ઞાન-દર્શન-ચારિત્રમાં આગળ વધેલા આત્માઓ પ્રત્યે **શુદ્ધ-વિનમ્ર-વર્તન** એ પોતાના આત્માના દોષોને દૂર કરીને ગુણોને વિકસાવવામાં એક મહાન્ સાધન છે, દોષ ત્યાગના ફળ સ્વરૂપ ગુણોનો આરંભ વિનયથી થાય છે, વિનય વિનાના બીજા ગુણો એકડા વિનાના મીંડા જેવા છે અર્થાત્ દંભ માત્ર છે.

विनयफलं शुश्रूषा–गुरुशुश्रूषाफलं श्रुतज्ञानम्;
ज्ञानस्य फलं विरति–र्विरतिफलं चाश्रवनिरोधः (१)

संवरफलं तपोबलमथ–तपसो निर्जराफलं दृष्टम्;
तस्मात् क्रियानिवृत्तिः, क्रियानिवृत्तेरयोगित्वम् (२)

योगनिरोधाद्भवसंततिक्षयः, संततिक्षयान्मोक्षः;
तस्मात्कल्याणानां, सर्वेषां भाजनं विनयः (३)

પરમ પૂજ્ય આચાર્ય ભગવંતે કંઠીરવમંત્રીને વિનયનું ફળ નીચે પ્રમાણે બતાવ્યું હતું. તે અહિં બતાવવામાં આવે છે કે-વિનયથી ગુરૂની સેવાનો લાભ પ્રાપ્ત થાય છે, ગુરૂની સેવાથી-શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ થાય છે, શ્રુતજ્ઞાનથી વિરતિની પ્રાપ્તિ થાય છે, વિરતિથી આવતા કર્મ અટકે છે, બંધાતા કર્મ અટકી જવાથી તપનું બળ પ્રાપ્ત થાય છે, બારે પ્રકારનો તપ કરવાથી કર્મનો નાશ થાય છે, કર્મનો નાશ થવાથી મન-વચન અને કાયાની પ્રવૃત્તિઓ ધીમી પડે છે, મન-વચન અને કાયાની પ્રવૃત્તિઓ ધીમી પડવાથી મન-વચન અને કાયાના યોગોને અટકાવી શકાય છે, મન-વચન અને કાયાના યોગોને અટકાવવાથી સંસારની પરંપરાનો નાશ થાય છે, સંસારની પરંપરાનો નાશ થવાથી આત્મા કર્મથી સર્વથા મુક્ત બને છે, અને કર્મથી મુક્ત થયેલો આત્મા તરતજ સિદ્ધિગતિ (મોક્ષમાં) બિરાજમાન થાય છે, તે કારણથી સર્વનું સુખનું મૂળ કારણ વિનય છે

વિનય એ દરેક ગુણનું બીજ (કારણ) છે અને કર્મપાશોથી મુક્ત થવું એ તેનું અંતિમ ફળ છે માટે જ વિનય એ દરેક ગુણોમાં અગ્રેસર પદ ભોગવે છે.

ધર્મરૂપી રત્નની પ્રાપ્તિમાટે આ ગુણ અવશ્ય જોઈએ.

શ્રેણિક રાજાએ પણ ઉન્નામિની અને અવનામિની એ બે વિદ્યાઓ વિનય વડે (બોલતાં જ કાર્યને સાધનારી) મેળવી હતી.

## (૧૯) કૃતજ્ઞતા ગુણ

**કૃતજ્ઞતા એટલે**–બીજાઓએ પોતા પ્રતિ કરેલા ઉપકારોને સારી રીતે જાણનાર.

માતા, પિતા, કલાચાર્ય, ધર્મગુરૂ, આજીવિકાનું સાધન કરી આપનાર, આપત્તિમાં ધીરજ–દિલાસો આપનાર, સંકટમાં સહાય કરનાર, ભયમાંથી ઉગારનાર, આદિ અનેક પ્રકારના ઉપકારીયોના ઉપકારને યથાતથ્ય સ્વરૂપે જાણે અને એ ઉપકારી પ્રત્યે યથાયોગ્ય **આદરભાવ-પૂજ્યભાવ** રાખે, તેમજ અવસરે ઉપકારીઓના **ઋણને ફેડવાની** ભાવનાવાળો પણ હોય૦

સમકિતદાતા ગુરૂતણો, પચ્ચુવયાર ન થાય;
ભવ કોટાકોટિએ કરી, કરતાં કોટિ ઉપાય. (૧)

સાચી વસ્તુની ઓળખાણ કરાવનાર **ગુરૂમહારાજ** સૌથી મહાન્ ગણાય, એના ઉપકારનો બદલો **કરોડો ભવોમાં કોટિ ઉપાય** કરવામાં આવે તો પણ વાળી શકાતો નથી.

ધર્મરૂપી રત્નને પ્રાપ્ત કરવામાં આ ઓગણીસમો ગુણ અગત્યનો ભાગ ભજવે છે.

આ ગુણના પ્રતાપે જ **કુમારપાળ રાજા** પ. પૂ. કલિકાલ સર્વજ્ઞ આચાર્ય ભગવંત શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના **અનન્ય ભક્ત બન્યા હતા.**

પોતાના મુખે પોતાની પ્રશંસા કરે નહિ, કેમકે તેમ કરવાથી-

परात्मनिंदाप्रशंसे सदसद्गुणाऽऽच्छादनोद्भावने च नीचैर्गोत्रस्य (तत्त्वार्थ सूत्र अ० ६-२४)

**બીજાની નિન્દા** કરવાથી અને **પોતાની પ્રશંસા** કરવાથી તેમજ બીજાના છતા ગુણો ઢાંકવાથી તેમજ પોતામાં ગુણો ન હોય છતાં મારામાં તેથી અધિક ગુણો છે તેમ પ્રકાશવાથી તેમજ બીજામાં અછતા દોષોનું આરોપણ કરવાથી-આત્મા **નીચગોત્ર** કર્મ બાંધે છે.

આ વીસમા પરહિતાર્થકારી ગુણના પ્રતાપે વિક્રમ રાજાએ પોતાના ખજાનામાંથી ધન આપી પ્રજાને **ઋણ** (કરજ)**ના દુઃખથી મુક્ત કરાવી હતી,** તેની યાદગિરીમાં આજે પણ **પરદુઃખભંજન**ના બિરૂદને ધારણ કરનારા એ રાજાનો વિક્રમ સંવત ચાલી રહ્યો છે.

આવો સાત્વિક આત્મા ધર્મરૂપી રત્નની પ્રાપ્તિ માટે સુયોગ્ય ગણાય છે.

## (૨૧) લબ્ધલક્ષ્ય ગુણ

**લબ્ધ લક્ષ્ય એટલે**--રાત દિવસ અન્ય કાર્ય કરવા છતાં પોતાની **મૂળભૂત** વસ્તુને મેળવવા નહિ ભૂલનારો૦ એટલે શુદ્ધ, સાધ્ય--સાધન ભાવમાં સદા જાગ્રત-રહેનારો.

માનવ જીવનને માટે મેળવવા યોગ્ય પદાર્થ માત્ર મોક્ષજ છે, એમ જાણીને આત્માને કર્મથી છોડાવવાનો ઉદ્યમ કરે, આત્મા-કર્મથી મુક્ત ક્યારે થાય ? દોષોથી મુક્ત થાય તો, દોષોથી મુક્ત ક્યારે થાય ? પ્રાપ્ત ક્ષાયોપશમિક ગુણોમાં આત્માને સ્થિર કરે તો એટલે આત્મગુણોમાં રમણતા કરે તો,

આત્માના ગુણોમાં રમણતા કરવી એ શુદ્ધ સાધનતા છે એમ માની શાસ્ત્ર અધ્યયન વિગેરે એકાગ્રતા-પૂર્વક કરે, જેથી અભ્યાસ કરાવનારા ગુરૂને પરિશ્રમ (મહેનત) ન પડે, અને પોતાને સહેલાઈથી શાસ્ત્રોનું જ્ઞાન પ્રાપ્ત થાય.

લબ્ધ લક્ષ્ય વિનાનો આત્મા-પોતાના જીવનમાં સાંસારિક ( ભૌતિક ) દરેક વસ્તુ વધુ ને વધુ મળે-તેવા વિચારો કરતો હોય છે, પરંતુ જગત્ છોડીને જવાનું તો નિશ્ચિત છે તે ખ્યાલમાં જ રાખતો હોતો નથી.

લબ્ધલક્ષ્ય (મોક્ષાર્થીપણું) આત્મા-આવતા ભવ માટેનું ભાતુ બાંધી લેવા માટે પોતાને ઉપયોગી કાર્ય હરહંમેશ શાંત ચિત્ત રાખી કર્યેજ જાય છે, આ ભાતુ ચાલુ ભવમાં તેમજ ગયા પછી બીજા ભવ માટેની કમાણી રૂપ છે, એમ તે સમજે છે, જેથી ચાલુ ભવ તે સુધારી શકે છે, તે સાથે ચાલુ ભવ સુધરવાથી બીજા ભવો પણ સુધરી જાય છે, અને એથી પરંપરાએ (ઉત્તરોત્તર) દરેક

